# ૧૦૦ વરસનું પંચાંગ.

સંવત ૧૯૧૨ ના કારતક શુદી ૧ થી સંવત ૨૦૧૨ ના
આસો વદી ૩૦, શકે ૧૭૭૭-૭૮ થી ૧૮૭૭-૭૮
હિંદુ; ઇ૦ સ૦ ૧૮૫૫-૫૬ થી ૧૯૫૫-૫૬
ખ્રિસ્તી; પારશી ૧૨૨૫-૨૬ થી ૧૩૨૫-૨૬
યજદેજરદી; અને મુસલમાની
૧૨૭૨-૭૩ થી ૧૩૭૫-૭૬ સુધીનું
પંચાંગ. ગ્રહણોની યાદ સાથે.


પ્રસિદ્ધ કર્ત્તા.

છગનલાલ ગોડીદાસ વકીલ-લીંબડીવાળા

સાયલા—ઝાલાવાડ.



આવૃત્તિ ૧ લી નકલ ૩૦૦૦

## અમદાવાદ.

માગાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટીંગ અને જનરલ
એજન્સી કંપના "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૨.—સંને ૧૮૮૬.


## કિંમત.

| | |
|---|---|
| કાચા પુંઠાવાળાના | રૂ૨-૮-૦ |
| પાકા ,, | રૂ૩-૦-૦ |
| પાકા સોનેરી ગીલટના | રૂ૪-૦-૦ |

# ૧૦૦ વરસનું પંચાંગ.

સંવત ૧૯૧૨ ના કારતક શુદી ૧ થી સંવત ૨૦૧૨ ના
આસો વદી ૩૦, શકે ૧૭૭૭-૭૮ થી ૧૮૭૭-૭૮
હિંદુ; ઇ૦ સ૦ ૧૮૫૫-૫૬ થી ૧૯૫૫-૫૬
ખ્રિસ્તી; પારશી ૧૨૨૫-૨૬ થી ૧૩૨૫-૨૬
યજદેજરદી; અને મુસલમાની
૧૨૭૨-૭૩ થી ૧૩૭૫-૭૬ સુધીનું
પંચાંગ. ગ્રહણોની યાદ સાથે.

પ્રસિદ્ધ કર્ત્તા.

છગનલાલ ગોડીદાસ વકીલ-લીંબડીવાળા

સાયલા—ઝાલાવાડ.

આવૃત્તિ ૧ લી નકલ ૩૦૦૦

અમદાવાદ.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટીંગ અને જનરલ
એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૨.—સને ૧૮૮૬.

કિંમત.

કાચા પુંઠાવાળાના.......... ૱૨-૮-૦
પાકા ,, ....... ૱૩-૦-૦
પાકા સોનેરી ગીલ્ટના ...... ૱૪-૦-૦

# अर्पणपत्रिका.

## નામદાર દીનશાહજી માણેકજી પીટીટ

જસ્ટીસ ઓફ ધી પીસ પારશી ટોળાના મુખ્ય શેઠીયા.

માનવંતા સાહેબ—

ચાલતા જમાનાને જેમ આપી પરોપકારપણામાં; ગ્રંથ કરતાને આ-
શ્રય આપવામાં, દેશિકારીગરી તેમજ કેળવણીને ઉત્તેજન આપવા-
માં, તથા વિદ્યાર્થીઓને કેળવણી લેવાના સંબંધમાં અમુલ્ય મદદ
કરવામાં, ગરીબ અને તંગદસ્તમાં આવી પડેલ માણસોને મદદ
કરવામાં, દરદથી પિડાતા ગરીબોને આરામ આપવાના હે-
તુથી ઠામ ઠામ દવાખાનાંઓ બંધાવી આપ સાહેબે
અચ્છી ઉદારતા બતલાવી છે. તેની નિશાની તરીકે;
વળી આ પુસ્તકને શોભાવવા તથા તેની સાથે
આપનું રૂડું નામ અમ્મર રહે એવા
હેતુથી આ પુસ્તક આપ સાહે-
બને મોટા માન સાથે અર્પણ
કરવાની ઘણીજ આ-
જીજી સાથે આ-
જ્ઞા લઉં
છું.

સાયલા. તા. ૨૦-જુલાઈ સને ૧૮૮૯.

શેવક
છ૦ ગો૦ વકીલ.

# આ પુસ્તકને આશ્રય આપનાર સખી ગ્રહસ્થ શેઠ દીનશાહજી માણેકજી "પીટીટ" સાહેબના સાહાસીક કામોનો ટુંક હેવાલ.

"પીટીટ" ખાનદાનનો પાયો નાંખનાર શેઠ નોસરવાનજી પોતે ફ્રેંચ વહાણોના દુબાસનું કામ કરતા હતા, તેઓ શરીરે ઠીંગણા હોવાથી ફ્રેંચ કપતાનો પોતાની ભાષામાં તેમને "પીટીટ" કરીને કહેતા હતા; અને તે ઉપરથી એ અટક એ ખાનદાનને મળેલી કહેવાયછે.

આ જાણીતા શેઠીયાનો જન્મ તા. ૩૦ જુન સને ૧૮૨૩ ના રોજ શેઠ માણેકજી નોસરવાનજી પીટીટ અને શેઠ જીજીભાઈ દાદાભાઈનાં દીકરી બાઈ હંમાબાઈનાં સુભ લગ્ન થયાં હતાં, અને તે દીવસથી ગણતાં એ શેઠ હાલ પોતાની જસવંતી અને સખાવતીની માન ભરેલી જીંદગીનું ૬૪ ચોસઠમું વરસ ભોગવે છે. પોતાની ઉતરતી ઓલાદનું ખરૂં સુખ અને આબાદી સદા નજરમાં રાખનારા સુભ વિચારોના માતપિતાઓ પોતે પૈસેટકે ભરપુર હોવા છતાં, જુઠો લાડ અને ખાલી કિશીયારી ન રાખતાં પોતાનાં બાળકોને નાનપણથી સખતાઈમાં નાંખીને સંસાર વહેવારની રગડમાં નાંખવાથી કેવાં માઠાં પરીણામ હાંસલ થાય છે, તેનો એક જીવતો અને ચાનક ભરેલો દાખલો આ નામાંકીત શેઠીયાની યુવાનીના વખતની કેળવણી અને તરતીબ ઉપરથી મળી આવે છે. તેઓ સાહેબની બાળપણની વખતમાં તે સમયની પારશીયોની રીતી તરફ જોતાં ૯ વરસની નાની વયથીજ સરજંટ સાઈજ નામના એક પેનસનર હસ્તકથી ઇંગ્રેજીમાં કેળવણી લેતા થયા. એ વખતમાં મળતી કેળવણી હાલના જેવી ઉત્તમ તો નહિંજ હતી, વળી રાજદ્વારી, વીદ્યા શાસ્ત્રો અને ફીલસુફી ગ્નાનમાં પાવરદા પંડીતો થવાની હોંશ અને વીચાર તે વખતમાં ઝાઝો ફેલાયલો નહતો; પણ માત્ર વેપારની વૃદ્ધી ઉપર પારશીઓ મુખ્ય ચોત દેઈને લાગેલા હોવાથી તે વખતની રૂઢી પ્રમાણે ઉપલા સરજંટથી અપાઈ શકાય તેટલું ગ્નાન મેળવી પાછળથી મી૦ મેનવારીના અને મી૦ કરબટની સ્કુલોમાં ફક્ત વેહેવાર વેપારમાં કામે લાગે તેટલું પુખ્ત ગ્નાન મેળવી એ શેઠ પોતાની સત્તર વરસની ઉમરે અથવા ઈ. સને ૧૮૪૦ માં મી૦ ડાયરમ રીચમંડની કંપનીની ઓફીસમાં પહેલ નોકર રહ્યા. એ ઓફીસમાં તેઓના પિતાજી મરહુમ શેઠ માણેકજી મુખ્ય હતા. એજ વખતે તેઓએ પોતાને હીસાબે એજ પેહેડીની મારફતે થોડો થોડો વેપાર ચલાવવાને શરૂ કર્યું. મી૦ રીચમંડ તે વખતના યુરોપીયન વેહેપારીઓમાં એક ઘણો સાહાસીક આગેવાન ગણાતો, અને જેમ પાછલા વખતમાં મેસરસ નિકલની કંપનીવાળાઓ પોતાના હસ્તકથી મહાભારથ કામો ઉઠાવતા હતા, તેવાજ મોટા કામોમાં મુખ્ય આગેવાની મી૦ રીચમંડની હોવી જોઈએ. તેવા બાહોસ, સીનોર અને તેની સાથે વેપારની બાબતોમાં સઘળી રીતે પક્કા અનુભવી પોતાની નજર હેઠળ કામે લાગેલા હોવાથી પોતાની ચંચળ જેહેનની મદદથી તેઓ પોતે અનુભવી થવા લાગ્યા; અને પોતાનો ખાનગી વેપાર તેજ પેહેડીની મારફતે શરૂ કરવા લાગ્યા. ઉપલી પેહેડીમાંથી મી૦ રીચમંડ છુટો પડ્યો અને મેસર્સ રીચમંડની કંપનીને નામે એક નવી પેહેડી કાહાડી તેમાં શેઠ દીનશાહજી વડા મેનેજર તરીકે હતા.

ઈ૦ સને ૧૮૫૨ માં મેસર્સ રીચમંડની કંપની ભાગી પડવાથી ઈંગ્લાંડ વાળા આડતીઆઓએ પોતાના નામથી એક જુદી પેહેડી કાઢી. આ વખતે તેમના પિતાજી હસ્તક મેસર્સ ડાયરસની કંપનીનું કામ ચાલુજ રહેલું હતું, તેમજ આગલા વખતમાં એક બાહોસ

વેહેપારી તરીકે જાણીતા થયલા મી૦ ડબલ્યુ શીલરનું કામ પણ તે મરેહુમ શેઠને હસ્તક હતું, અને તેમાં મેસર્સ રેનીની પેહેડીનું ત્રીજું કામ ઉમેરાયાથી તે સઘળી પેહેડીયોમાં તેમના દીકરાઓ તરફથી કામ ચલાવવામાં આવતું હતું. તેમાં મેસર્સ ડાયરમની પેહેડીનું કામ શેઠ નસરવાનજી માણેકજી પીટીટને સોંપ્યું હતું, અને આ શેઠ પોતે રેની તથા શીલરની એ બંને જુદી જુદી પેહેડીઓ ચલાવતા હતા.

અત્યાર સુધી આ પેહેડીઓ સંબંધી સઘળો વહીવટ શેઠ દીનશાહજી તથા તેમના ભાઈ શેઠ નસરવાનજી પોતાના પિતાજીના હિસાબે ચલાવતા હતા પણ સને ૧૮૫૯ ના મેએ મહીનાની ૨૧ મી તારીખે શેઠ માણેકજી દેવલોક થયા પછી કેટલોક વખત સુધી સંપીલા ભાઈઓએ મઝીઆરામાં રહી તે કામ તેઓએ ચલાવ્યું.

સને ૧૮૬૪ માં તે મરનાર મુરબ્બીની સુમારે પચાસ સાઠ લાખની મીલકત તથા તે ઉપર પેદા કરેલો નફો સરખે ભાગે વહેંચી લેઇ બંને ભાઈઓ પોતાની રાજી ખુશીથી જુદા થયા. અમેરિકાની લડાઈના અરસામાં રૂની અચ્છત પડવાથી, ઈંગ્લાંડ તરફ ભાવમાં જે અસાધારણ નહીં પણ સ્વપ્ન સરખો ઉછાળો થયો હતો, તેવા વખતમાં એ શેઠની દોલતમાં વધારો કરવાને માટે તેમની સાવચેતી અને ચંચળ સમજથી શુભ સાધનો મળી આવ્યા હતા. તેજ વખતમાં મુંબઇ તરફ ઘસડાઇ આવેલી પૈસાની રેલની ખુવારીમાં ત્યાં નવી નવી કંપનીઓ ઉભી કરી, આંખ મીચીને સટ્ટો કરવાનું જે ઘેલાપણું ફેલાઈ રહ્યું હતું, તેવા વખતમાં એ શેઠ નિયમીત રોજગાર અને પક્કી રૂખપર નજર રાખીને સ્થિર મને પોતાના અનુભવ ઉપર અમલ કરવાથી પોતાની દોલતને કાંઈપણ જફા લગાડવા વગર સાચવી શક્યા હતા. એટલુંજ નહીં પણ મુંબઇના વેહેપારીઓ અને સાહુકારોના નુકશાનીમાં આવી ગયલા વહીવટો અને બદનામીમાં આવી પડેલી આંટ સબંધી પેદા થયેલી અંધારના વખતમાં તેમને ત્યાં સચવાઈ રહેલી દોલત એક નાનકડા ડુંગરથી એક પહાડની બુલંદીએ પોહોંચી હતી. તો જો કે દોલતમાંથી દોલત વધારવાનું કામ શેહેલું તેમજ મુળ દોલત પેદા કરનારને મળતા જસ કરતાં ઓછા જસવાળું કહેવાય, તોપણ ઈ૦ સને ૧૮૬૫ માં થયેલી ઉથલ પાથલના ગભરાટભરેલા વખતમાં લોકોના શેરો ઉપર ધીરધાર કરવાથી તે શેરોનો હફતો ભરવામાં તથા ધીરેલાં નાણાં ડુબ ખાતે જતાં ઓછામાં ઓછી ત્રીસલાખ રૂપીઆની નુકશાની ખમવા છતાં પોતાનું નાણું સાચવવું એજ મોટું મુશ્કેલ અને અતિ ડહાપણ, તેમજ મક્કમ વીચારનું કામ ગણાતું હતું. તેવું ડહાપણ અને પક્કી સમજની સાબેતી આપનારા એ ટાપુના સુમારે પાંચ છ નાણાંવટીઓની સાથે શેઠ દીનશાહજીએ પોતાનું નામ ફતેમંદીથી કાઢ્યું હતું.

મુંબઇમાં સુતરવણવાનું કારખાનું સ્થાપવાની હીમતમાં મરનાર શેઠ કાવસજી નાનાભાઈ દાવરની હીમતે જસ મેળવ્યા બાદ ઈ૦ સને ૧૮૫૫ માં મરહુમ શેઠ માણેકજી નસરવાનજી "પીટીટ" કાપડ બનાવવાને કારખાનું ઉભુ કરવાની બાથ ભીડી અને તે શેઠની આગેવાની નીચે ઓરીએંટલ સ્પીનીંગ એન્ડ વીવીંગ કંપની ઉભી કરવામાં આવી હતી.

આ નામાંકીત ગ્રહસ્થે કારખાનાઓમાં પોતાના પૈસાનો મોટો ભાગ રોકીને પોતે ઘણો નફો કમાયા છે, અને દસથી બાર હજાર માણસોને પોતાના કારખાનાઓમાં જુદે જુદે કામે લગાડી રોજગારી કરેલ છે. તમામ જાતના કાપડ બનાવવાના કારખાના પોતે બનાવેલ છે, તેની સાથે, સીવવા ના દોરાનું પણ કારખાનું પોતે બનાવેલ છે. મુંબઇના કારખાનાની તેમજ બહાર ગામોના કારખાનાના માલની સારી તારીફ થાયછે અને સારી કીમત આવેછે તે મુખ્ય કરીને એ શેઠના સાહસને લીધેજ થાયછે; અને મુંબઈ શેહેરનું નામ જે આજે એશીઆનું માનચેસ્ટર કહેવાય છે તે સદરહુ ગ્રહસ્થને લીધેજ છે. તેમણે મહીમમાં એક કારખાનું ઉઘાડયું છે તેમાં જે પ્રમાણે ઇંગલાંડમાં સુતરને રાતો, પીળો, લીલો વીગેરે પાકો રંગ અપાય છે તેમ આ કારખાનામાં પણ પાકો રંગ આપવામાં આવેછે. એમના વેપારમાં અને પૈસા સબંધી

બાબતમાં મોટા અનુભવને લીધે બીજાં જાહેર કામોમાં તેઓને બોલાવે છે. મુંબઈ અને આગની વીમા ઉતારનારી કંપનીમાં તેઓ ડીરેકટર છે. સરજમશેદજી જીજીભાઇના પંચાયત ફંડના તેઓ ટ્રસ્ટી છે. ઇરાની જરથોસ્તીઓની હાલત સુધારવાના ફંડની ક- મેમ્બર છે, રોયલ એસીઆટીક સોસાઇટી, સાસુનમી કેનીકંસ ઇનસ્ટીટયુટ, સરજમસે- જીભાઈ પારશી બેનીવોલેટ ઇનસ્ટીટયુસન અને મ્યુનિસીપાલ કારપોરેસનના તેઓ મેમ્બર મો સાહેબને સરકાર તરફથી "જસ્ટીસ ઓફ ધી પીસ" નો એતાબ મળેલ છે.

ગલાંડમાં મોટા કારખાનાવાળાઓ અને બાદશાહી વેહેપારીઓ જેવી રીતે સખાવતો અને બોહોળો વેપાર ખેડેછે તેવીજ રીતે એ શેઠ પણ કારોબાર ચલાવેછે. તેઓ ગરી- બોને ઘણોજ આશ્રય આપેછે તેમાં જેઓ સારી સ્થિતીમાંથી કોઈ કારણને લીધે ગરીબ થઈ ગયેલ હોય તેઓને તો ઘણોજ આશ્રય આપેછે. તેમની ઓફીસમાં એક રજીષ્ટર રાખેલું છે તેમાં જેઓ મદદને માટે અરજ કરેછે તેઓના નામ તેમાં નોંધી રાખેછે અને તેઓમાં જે ગુણ અગર જેટલો અભ્યાસ હોય તે નોંધી રાખે છે. અને જ્યારે તેમના કારખાનામાં ખાલી પડેલ જગ્યાનો વારો આવેછે ત્યારે તેને બોલાવીને નોકરી આપેછે.'

સેરસટ્ટાના વખતમાં જેઓ કંગાળ થઈ ગયા છે તેઓને તે સાહેબ પેનસન તરીકે અમુક રકમ આપેછે. અને જ્યાં જરથોસ્તી ધર્મની વાત આવેછે ત્યાં તો તેઓ હમેશ ઘણા ઉદાર અને ઉત્સાહી થઈ જાયછે. વિદ્યાર્થીઓ જેઓને પૈસાની તાણ હોય તેઓને તુરત આશ્રય આપેછે. અને ઉત્તેજન આપવાને લાયક જે પુસ્તકો હોય તેની જથાબંધ નકલો ખરીદ કરી પોતાના નોકરોમાં તેમજ જાહેર લાઇબ્રેરીઓમાં વહેંચીને દેશી વિદ્વાને પુરતો આશ્રય આપેછે. અને કોઈ કોઈ જગોએ તો વરસ દહાડે ૨૫ થી ૫૦ હજાર રૂપીઆ સુધી આશ્રયને માટે આપી દેછે.

પરોપકારના અને બીજા કામોમાં તેઓ સાહેબે જે જે પૈસા ખરચ્યા છે તેનું લીષ્ટ વાંચનારની જાણને સારૂ અમે નીચે પ્રગટ કરીએ છીએ તેથી તે સરદારનું સખાવતી પણું કેવું છે તે તે લીષ્ટ દેખાડી આપશે.

| | |
|---|---|
| પુણામાં લોકોને પાણીની તંગાસ હતી તે મટાડીને પાણી પુરૂં પાડવાના કામમાં ... | ૨૮,૦૦૦ |
| અહમદનગર શેહેરના લોકોને પાણી પુરૂં પાડવાના કામમાં .. ... ... | ૧૫,૦૦૦ |
| મુંબઇના બહાર ગામમાં જુદી જુદી જગોએ કુવા ગળાવવાના કામમાં .. ... | ૪,૪૦૦ |
| જુદી જુદી જગોએ કુવા અને તળાવ ગળાવવાના ફાળામાં મદદ તરીકે ... ... | ૧,૬૦૦ |
| અગીઆરીને મરામત કરાવવામાં અને તે ચલાવવામાં ... ... ... | ૧૧,૭૦૦ |
| વલસાડમાં દવાખાનું બાંધી આપ્યું તેમાં .. ... ... ... | ૧૦,૦૦૦ |
| તારાપુરમાં ,, ,, ,, ... ... ... ... | ૧૦,૦૦૦ |
| ચીખલીમાં ,, ,, ,, .. ... ... ... | ૫,૦૦૦ |
| બીમરડીમાં ,, ,, ,, ... ... ... ... | ૫,૦૦૦ |
| ઉમરડીમાં ,, ,, ,, ... ... ... ... | ૧૦,૦૦૦ |
| રતનાગીરીમાં પત્થવાળા દરદીને હોસપીટલ બંધાવી આપી તેમાં .. ... ... | ૧૫,૫૦૦ |
| જુદા જુદા દવાખાના બાંધ્યા તેના ફાળામાં .. ... ... ... | ૭,૦૦૦ |
| માબાપ વગરના છોકરાંના ફંડમાં, પેનસનના ફંડમાં, ગરીબોને અનાજ આપવા સારૂ પૈસાના ફંડમાં, ખલાસીઓનાં ઘર બાંધવામાં, ડીસ્ટ્રીક બેની વોલેન્ટ સોસાઇટીમાં, બેની ઇસરાયલ સોસાઇટીમાં, સ્ટ્રેન્જરસ ફ્રેન્ડ સોસાઇટી, અઓનેટિવ એસીલમ એન્ડ ફ્રાઉન્ડ લીંગ હોસપીટાલ વીગેરેના કામમાં .. ... | ૨૪,૭૦૦ |
| જુદા જુદા પુરૂષોને માનપત્ર આપવાના ફંડમાં... ... ... ... | ૧૫,૨૦૦ |
| રોયલ એસીયાટીક સોસાઇટી, વેસ્ટ ઇંડીયા એસોસીયેસન, જોગરાફીકલ... સોસાઇટી, વેસ્ટઇંડીયા એસોસીએસન, બાંબે એસોસીએસન થીઓસો-... ફીકલ સોસાઇટીના ફાળામાં ... ... ... ... | ૪,૫૦૦ |

| | |
|---|---|
| ધર્મશાળા બાંધવાના ફંડના ફાળામાં... ... ... ... ... | |
| સુરત પાસે ફુરસેદ ગામમાં નિશાળ બંધાવી તેમાં. ... ... ... | |
| સંડેસ્કુલ અને કસરતશાળાઓના ફંડમાં. ... ... ... ... | |
| પરચુરણ ધરમાદા ફંડમાં... ... ... ... ... | |
| ચોપાટીના કુવામાં ઉપર સગડી બાંધવાના ખરચમાં ... ... ... | |
| નવસારીના " " " " ... ... ... | |
| જુદી જુદી જગોએ કુવામાં બાંધવાના ફાળાના ફંડમાં. ... ... ... | |
| ગામડાના પારશીયોના મુડદાં કુવામામાં લેઈ જવાના ખર્ચમાં ... ... | |
| દુકાળ, આગ, રેલ અને તોફાનથી નાચાર થયેલા લોકોને આશ્રય આપવામાં. ... | |
| મુંગા જાનવરોના છુટકારાના મકાન સારૂ પાંજળાપોળમાં તથા તેઓને દુઃખ આપે તેને અટકાવ કરનારી મંડળીએ પરેલમાં ઘર બંધાવ્યું તેમાં .. ... ... | ૫૩,૨૦૦ |
| છોકરાંઓને સ્કાલરશીપ આપવાના ફંડમાં, લોકોપીયોગી બાબતોની અરજી કરવાના ફંડમાં, અને રસ્તા બાંધવા વીગેરેના ફંડમાં. ... ... ... ... | ૧૦,૦૦૦ |
| કલકત્તાના જારથોસ્તી અંજુમાન ફંડમાં. ... ... ... ... | ૪,૨૦૦ |
| ઉદવાડાના ગરીબ પારશીઓના ફંડમાં .. .. ... ... ... | ૪,૬૦૦ |
| કેળવણી, હુન્નર, અને વિદ્યાના ઉત્તેજનના ફંડમાં. ... ... ... | ૧૭,૦૦૦ |
| મુંબઇના ગરીબ ઇરાનીઓના છુટકારાના ફંડમાં.. ... ... ... | ૯,૦૦૦ |
| જુદી જુદી વખતે એજ ફંડમાં... ... ... ... ... | ૧૬,૦૦૦ |
| પારશી પંચાયતના તાબાના ધરમાદાના જુદા જુદા કારખાનાઓના ફંડમાં ૩૭૪,૦૦૦ તથા પરચુરણ ઉઘરાણાની ટીપમાં ૧૨,૫૦૦ મળી. ... ... | ૮૬,૫૦૦ |
| ઘણા ગરીબ કુટુંબોના ગુજરાન માટે, તેઓને દેવું થયું હોય તે પતાવવામાં, તેઓના છોકરાં પરણાવવામાં, અને તેઓના માબાપોના કારજો કરવા વીગેરેમાં. | ૨,૭૪,૦૦૦ |
| ટોટલ. | ૭,૬૧,૫૦૦ |

અહાહા !!!! કેવી સખાવત ! કેવી ઉદારતા ! અને કેવી મોટી ગંજાવર રકમો ! મારા વાહાલા વાંચનાર આપણે ઘણી વખત સાંભળીએ છીએ કે ફલાણા ગ્રહસ્થ પાસે કરોડો યાને અબજોની દોહોલત છે પણ તેમાં આવી સખાવત કરનાર આપણે જાણતા નથી. પણ સબુર કરો આ તો હજુ મણ રૂમાં એક પુણી કંતાયા જેટલુંજ છે. પણ જો તે ઉગ્રભાગી ગ્રહસ્તની સખાવતોનો હું અક્ષરે અક્ષર લખવા બેસું તો આ તો શું ! પણ આવાં આવાં દસ પુસ્તકો ભરૂં તોપણ તેને છેડે પોહોંચી શકું નહીં. માટે આટલાથીજ અટકુંછું. વળી તે દયાળુ સરદારે આવી મોટી મોટી રકમો ભરી લોકોપયોગી તથા બીજી હરકતો દુર કરીછે, તો બીજા ગરીબ ગરબાંઓને અન્ન વસ્ત્ર વિગેરેની જોઇતી ચીજો પુરા પાડી તથા દુઃખીયારા માણસો અને જાનવરોની આંતરડી ઠારી તેઓનો સુભ આશીર્વાદ કેટલો મેળવેલો હશે ? અને મુંબઈ ઇલાકામાં તેમજ દુર દેસાવરોમાં તેમના આવાં સુભ કામોથી તેમની નામના કેટલી મોટી પદ્વીને પોહોંચેલ હશે ! તેનો ખ્યાલ કરવાને વાંચનારનેજ સોંપુછું.

ઉપરના ટુંક લીષ્ટથી વાંચનારને ખાત્રી થશે કે, સદરહુ શેઠ દીનશાહજીએ પોતાની પ્રતીષ્ટાવાળી આજ સુધીની જીંદગીમાં કોઈ દુઃખી માણસને પોતાને દરવાજેથી તેનું દુઃખ ટાળ્યા શીવાય પાછો વાળેલ તો શેનો હશે ? પણ તેને કાને કોઈ દુઃખીનો ભણકારો પડ્યો હશે કે, તુરત તેનો તપાસ કરી તેનું દુઃખ ભાગવામાં પોતે પોતાની ફરજ સમજ્યા હશે. એટલુંજ નહીં પણ એ ઉદાર ગ્રહસ્થે આજ સુધીમાં અગણિત પરોપકારી કામો કરેલ છે; અને હજુ પણ દીનપર દીન તે દયાળુ સરદારની સખાવતો એક બીજી સખાવતો કરતાં સરસાઈ કરતી જાયછે.

સને ૧૮૮૩ સુધીમાં કરેલ સખાવતનું આ લીષ્ટછે, પરંતુ ત્યાર પછીથી આજ સુધીની સખાવતોનું લીષ્ટ અમને વખતસર મળી શક્યું નહિ તેથી તે અમે દાખલ કરી શક્યા નથી

# જુવો વળી વધુ સખાવત!

અમે આગલા પાનામાં જણાવ્યું કે નામદાર દીનશાહજી માણેકજી પીટીટ સાહેબે ઉત્તમ અને લોકોપીયોગી કામમાં ઈ. સને ૧૮૮૩ સુધીમાં કુલ સાતલાખ એકસઠ હજાર અને પાંચસેહ રૂપીઆ આપ્યા છે. પણ ત્યાર પછીથી આજ સુધીમાં તેવાજ લોકોપીયોગી કામમાં તે નામદારે બીજા ૧૪૬૫૦૦ આપી પોતાની સખાવતમાં ઉમેરો કીધો છે તેમાં બે દવાખાનાંઓ હાલમાં લગ ભગ ૩૨૧૫૦૦ ખર્ચીને મુંબઈ પાસેના ગામ કલ્યાણી તાલુકામાં આવેલાં મોરાબાદમાં અને બીજું વસાઈમાં એ રીતે બે દવાખાનાઓ કરાવ્યાં છે જેથી લાભ એટલો થશે કે ઉપલા બંને ગામો અને તેની આસપાસમાં વસનારા લગ ભગ ૬૩૦૦૦ માણુસો છતાં ત્યાં એક પણ દવાશાળા નહીં હોવાથી તે લોકો ઘણાજ દુખી થતા હતા તેનું દુખ મટાડી તે નામદારે તેઓને કેટલો આરામ આપ્યો કહેવાય! અને આવી આવી ગંજાવર રકમો ખરચી બાંધેલ કીર્તીનાં ધામોથી તે નામદારે કેટલો આશીર્વાદ મેળવેલ હશે વારૂ? તેનો ખ્યાલ, વાંચનાર! તમેજ કરો.



# પ્રસ્તાવના.

આ પંચાંગ નામદાર સરદારો તથા સદગ્રહસ્થોની શેવામાં મુકતી વેળા મારે કહેવું જોઇએ એ સંબંધી સઘળી અગત્યની યાદ રાખવા યોગ્ય અને જરૂરની તારીખો શોધી કાઢવાને વખતે મુશીબત વેઠવી પડે છે. કારણ કે જુદા જુદા પંચાંગોમાં અને દુર પલ્લા ઉપર ની તથા જેની હસ્તી આપણા જાણવામાં નથી. એવી તારીખો તિથીયો વાર અને મહીના વરસો હિંદુ, પારશી, મુશલમાન અને ખ્રિસ્તી એવા દરેક વરસોનું સોધન કરી એકત્ર કરી દેવા એ એક દરેક શાલના પંચાંગોનો ખરો અને અગત્યનો ભાગ સમજવાનું શેહેલ પડવા માટે બહુ જરૂરનું છે; એમ જાણી ગયેલા અને ચાલતા વરસોના પંચાંગો ઉપરથી ટાંચણ કરી તથા આવતા હવે પછીના વરસોને માટે ગણિત સાસ્રો મથન કરી એકત્ર કરવામાં આવેલ છે તેમાં મુખ્યત્વે કરીને હિંદુ તારીખનું ગણિત હમોને લીંબડી નિવાસી રા. છગનલાલ ગોવીંદજી જોશી એ યોગ્ય મેહેનતાણું લઈ કરી આપેલ છે. અને બાકીની ખ્રિસ્તી, પારશી અને મુસલમાનની તારીખો મહીના અને સનેઓ વગેરેની એ લોકોનાં બંધારણ મુજબ હમોએ ગણતી કરી આ પંચાંગમાં દાખલ કરેલ છે તોપણ તેના ખરાપણાને માટે સદરહુ જોશીને બતાવવામાં આવેલ છે તેથી તેમણેપણ તે ખરૂં છે એમ બતાવી તે તમામની જવાબદારી પોતાને શીર રાખી છે.

શરૂઆતમાં અમે એ ચારે લોકોમાં ચાલતા રિવાજો તથા તેઓના તેહેવારો અને તીરથો ના તેઓએ પોતાના ધર્મના ફરમાન મુજબ ઠરાવેલા દહાડાઓ દાખલ કીધા છે અને ત્યારપછી તમામ સનેઓ તથા તારીખોના આ પુસ્તકને દરેક પાને કોઠાઓ યાને (જંત્રો) ગોઠવ્યા છે તે એવી રીતે કે,—

કોઠાઓને મથાળે દરેક વરસો, અને તે કોઠા માહેના જંત્રો માહે તમામ તિથીઓ તારીખો અને વાર ગોઠવેલા છે તેમાં મુખ્યત્વે કરીને પહેલા ખાનામાં સાત વારો લખ્યા છે તેની પાસેનાં બીજા ખાનામાં મથાળે હિંદુ મહીનો અને માંહે તિથીઓ શુદી અને વદી દાખલ કરેલ છે. એ લોકોના રિવાજ મુજબ તેમનામાં કેટલીક તિથીયોનો ક્ષય થાય છે તેમજ કેટલીકની વૃધી પણ થાય છે, તેને માટે આ પંચાંગમાં એમ સમજવાનું છે કે જે મહીનામાં જે તિથિનો ક્ષય થયો હોય તે તિથી દાખલ કીધી નથી અને જેની વૃધી હોય તે ઠેકાણે તેવીજ બે તિથીઓ મુકેલ છે જેમકે આ પંચાંગના શરૂઆતના આંક બીજા વાળા પાનામાં પેહેલા કારતગ મહીનાની શુદી ૧૨ નો ક્ષય છે માટે તે આંકડા તેમાં નથી અને તેજ મહીનાના વદી ૮ વૃધી છે તો તે બે વખત લખી છે. હવે વારના ખાનામાં પહેલો વાર શની છે તો તે મહીનો શનીવારો બેઠો છે માટે તે વારે શુદી પડવો આવ્યો, અને તેની પાસેના બીજા ખાનામાં શુદી ૮ ત્રીજામાં વદી ૧ ચોથામાં વદી ૮ અને પાંચમામાં વદી ૧૪ એ મુજબ એજ વારના રોજ એજ મહીનાની એજ તિથીઓ આવી એમ સમજવું. હવે તેનીપાસેના કોઠામાં ખ્રિસ્તી તારીખો તથા મહીના છે તેની પાસે પારશી અને છેલે મુશલમાની મહીના તથા તેની તારીખો છે તે કોઠાઓના મથાળે તે ખાનાઓમાં જેજે મહીનાની તારીખો આવેલ છે, તે મહીનાનાં નામ બતાવેલ છે. એ તારીખોમાં હિંદુ લોકોની પેઠે ક્ષય વ્રધી થતી નથી પણ ઇંગ્રેજી મહીનો કોઈ ૨૮–૨૯–૩૦ અને ૩૧ તારીખનો હોય છે માટે જે ખાનામાં તેમ હશે તે આંકડાની પાસે બીજા મહીનાની પેહેલી તારીખ નોંધી હશે માટે એમ સમજવું કે તે મહીનો તેટલી તારીખનો છે. પારશીના મહીના તમામ ત્રીશ દીવસનાજ હોય છે પણ છેલો અસ્પંદાદ મહીનો પુરો થયા પછી એ લોકો પાંચ દીવસ ગાથાના વધારી ૩૬૫ દહાડાનું વરસ પુરૂં કરે છે માટે આ પંચાંગમાં એ મહીના પછી ઉપર મુજબ પાંચ દીવસ વધારી, પછી બીજા મહીનાની પેહેલી તારીખ નોંધેલ છે. અને છેલા મુશલમાની મહીનામાં કોઈ મહીનો ૨૯ દીવસનો અને કોઈ ૩૦ દીવસનો આવે છે માટે ત્યાં તેમ સમજવું.

**આ પંચાંગ ૧૦૦ વરસનું લખ્યું છે પણ તેમાં હમોએ ૧૦૧ વરસની તારીખો દાખલ ક-**

રેલી છે તે વાંચનારને જણાવવું જોઇએ કેમકે હમોએ કીધેલી મહેનત ઉપર તેઓ અલ્હાદકારી થાય.

એ રીતે સનેઓ અને તારીખોની સાહાદત પુરી કીધા પછી હમોએ દરેક વરસમાં મહીનામાં અને કઈ તારીખે ગ્રહણો થશે, તેનું એક પત્રક અને છેલે મુંબાઇમાં ચાલતું માન પતરૂં તથા સુર્યના ઉદય અસ્તનું કોષ્ટક જોડી રાખેલ છે.

આવી રીતે પુષ્કળ મેહેનત લેઈ તિવ અને સંક્ષેપમાં આણી મુકેલ છે, કે જેનો વિ કરવા જઇએ તો આથી દસ ગણા પુસ્તકમાં પણ સમાઈ શકે નહીં; એટલુંજ નહીં પણ વરસના પંચાંગો બહાર પડેછે તેમાં અદ્યાપી સુધી આવી રચનાવાળું અગાઉથી નીકળેલું પં મારા જોવામાં કે સાંભળવામાં આવેલ નથી તેથી આવું એક પુસ્તક રચેલ હોય તો સ લોકોને અતી ઉપયોગી થઈ પડે એમ ધારી આ પંચાંગ બાહાર પાડવામાં આવેલ છે.

ફળીતાર્થ એ છે કે—દરેક નિશાળોમાં છોકરાઓના જન્માક્ષર ઉપરથી તારીખો કાઢવી પડે છે, કારણ કે જન્માક્ષરમાં ફકત પોતાની ભાષાનીજ તારીખ નોંધાયેલ હોય છે; એટલે હિંદુ હોય તો સંવત, મુસલમાન અને પારશી હોય તો તે ભાષામાં નોંધાયેલી હોય છે, એટલે તે ઉપરથી ઇંગ્રેજી તારીખો શોધી કાઢવાની મુશીબત વેઠવી પડે છે. તે આથી દુર થઈ જશે. એટલે દરેક નિશાળના માસ્તરો યાને તેમના સ્કાલરોને અતી ઉપયોગી થઈ પડશે; એટલુંજ નહીં પણ, દરેક રાજા, રાણા, કારભારી, મેહેતા, મુતસદી, ન્યાય આપનારા તેમજ મેળવનારા યાને મેળવવાની ઇચ્છા રાખનારા વકીલો, બારીષ્ટરો, મુખત્યારો યાને તેમના અશીલો; રેલવે તથા પોષ્ટ ખાતાના દરેક હોદેદારો યાને નોકરો, દરેક અમલદારો, થાણદારો, વેહેપારીઓ, યાને નાણાવટીયો, કારગિરો, યાને મજુરો. વીગેરે હિંદુ, પારશી, મુસલમિન અને ખ્રિસ્તી વર્ગના સઘળા લોકોને અતી ઉપયોગી થઈ પડશે.

આ પુસ્તક અમે પકી કાળજીથી બનાવેલ છે તોપણ ઝીણું કામ તેથી રહેલી ભુલોનું સુધી પત્રક દાખલ કરવામાં આવેલ છે તેમ છતાં પણ કોઈ જગોએ કાંઈ નજરદોષ કિંવા ચુક માલમ પડે તો સુજ્ઞ વાંચનારા ક્ષમા કરી સુધારીને વાંચશે એમ આશા છે.

આ પંચાંગ બનાવવામાં મુંબઈ સમાચારમાંથી નિકળતા પંચાંગોનો કેટલોક અમે સારાંસ લીધો છે, તેથી તેમનો તથા મારા ક્રેન્ડીડેટ રા. રા. પોપટલાલ રૂપચંદે મને ઘણીજ અમુલ્ય મદદ કીધી છે તેમનો, તથા નાણા વીગેરેની જોઇતી મદદ સાયલાના નામદાર ઠાકોર શ્રી વખતસિંહજી બહાદુરે કરીછે તેમનો, અને ઉત્તમ સલાહને માટે લીંબડી મુનસીફ રા. રા. ડોસાભાઈ ગોપાળજીનો તથા કેટલીક પરચુરણ મદદને માટે લીંબડી નિવાસી રા. નહાનચંદ જેશંગ જેકે પોતાની ૨૮ વરસની કાચી ઉમરે તા. ૨૯ જુન સને ૧૮૮૬ ના રોજ પરલોકવાશી થયા તેની દિલગીરીની નોંધ લેવાની સાથે તે સરવેસાહેબોનો મારા ઉપર એક મોટો આભાર થયોછે.

આ પંચાંગના પ્રસીદ્ધ પત્રો બહાર પાડ્યા પછી આટલી લાંબી મુદતે તૈયાર થયું તેથી કેટલાક ગ્રાહકોએ અમારી આળસાઈ જાણી હશે પણ તેઓ સાહેબને જણાવવાની રજા લઊં છું કે આવું રૂલો ગોઠવવાનું કામ બોહોળા વૈભવવાળા કંપનીના કારખાનાના મેનેજરે હાથપર લીધું નહીં હતે તો બીજા નાના પ્રેસવાળા વરસ દહાડામાં પણ ભાગેજ પુરૂં કરી શકતે.

આ બુક મુંબઈ નિવાસી સખી ગ્રહસ્થ શેઠ દીનશાહજી માણેકજી પીટીટ સાહેબને અર્પણ કરેલ છે તે સાથે તે નામદારના ફોટાગ્રાફો અમે આ પુસ્તકના ગ્રાહકોને ભેટ કરીએ છીએ. એટલુંજ નહીં પણ તે નામદારના સાહાસીક કામો અને પરોપકારપણાનો ટુંક હેવાલ અમને આહીંના ડાકતર જીજીભાઈ પચાંણજીએ આપેલો છે તેથી તેમનો આભાર માની વાંચનારની જાણને સારૂ આ પુસ્તક સાથેજ જોડી રાખીએ છીએ.

સાયલા. કર્ત્તા.

તા. ૨૦ જુલાઈ સને ૧૮૮૬
સંવત ૧૯૪૨ ના અશાડ વદી ૪

છગનલાલ ગોડીદાસ--વકીલ.
લીંબડીવાળા.

# હિંદુ, પારશી, મુશલમાન અને ખ્રિસ્તી લોકોમાં ચાલતા રિવાજો તથા તેઓના દહાડા, વાર, મહીના અને સનેઓ વીગેરેનો અગત્યનો ખુલાસો.

## ૧—હિંદુલોકો વીશે ખુલાસો.

હિંદુલોકોમાં જેઓ વેહેપારી અને ધંધાદારીઓ છે,' તેઓ પરદુઃખભંજન રાજા વીર વીક્રમાજીતનો સંવત કારતગ મહીનાથી શરૂ કરેછે. તે સંવત પ્રથમથીજ શરૂ થયલો જણાય છે. ત્યારબાદ ૧૩૫ વરસે રાજા શાલીવાહન થયો તેણે પોતાના નામથી જુદો શક ચલાવેલો માલમ પડેછે. અને તે ઘણું કરીને બ્રાહ્મણ લોકો જોતીસસાસ્ત્રના ઉપયોગમાં, અને દક્ષણી લોકો પોતાના વપરાસમાં લેઈ ચઇતર શુદી ૧ મથી નવું વરસ બદલીને ગણત્રીમાં લેતા આવેછે. અને તે વરસોને ગુડી પડવાને નામે માન આપી તે દહાડે મોટું પરવ ગણેછે. કેટલાક વેહેપારી લોકો અશાડ મહીનાથી પણ વરસ બદલી પોતાના ચોપડામાં તે દનેથી ( ઝાલાવાડી આષાઢ સુદી ૧) એમ ગણી પોતાના વપરાસમાં ચાલુ કરેછે પણ તે રિવાજ ઘણું કરીને કાઠીયાવાડમાં વધારે ચાલેછે. હિંદુજાતીના સરવે લોકો ચંદરમાની ચાલ ઉપરથી વરસની ગણતરી કરેછે, અને પાંચ વરસે બે અધીક માસ ગણીને સુરજની ચાલ ઉપર વરસ લાવી મેલે છે; તે છતાં એ લોકોમાં ચાર પ્રકારના વરસ ગણવામાં આવેછે જેની વીગત હેઠળ પ્રમાણે છે.

**સાઉર્ય વરસ**—એ લોકોના જોશીયોના હિસાબ પ્રમાણે સુરજ મેષરાશીના ઘરમાંથી નીકળી બારે રાસીને ફરીને જેવળાએ પાછો મેષરાસીના ઘરમાં આવે તેટલી મુદતનું એક વરસ. આ વરસને તેઓ સાઉર્ય વરસ કરીને કહેછે. (તેના દહાડા ૩૬૫ા પળ ૩૧ અને વીપળ ૩૦ છે અને એ વરસમાં બધી મળીને ૩૭૧ા તિથીયો ભોગવાય છે.)

**સાવન વરસ**—સાવન વરસ કહેવાય છે તે ૩૬૦ દહાડાનું છે અને તે પણ ઉપર કહ્યા પ્રમાણેનુંજ છે.

**ચાંદ્ર વરસ**—ચાંદ્ર વરસ કહેવાય છે તે ૩૫૪ દહાડા અને કાંઈક ઘડીનું છે. અને તેને ચઇતર સુદી ૧ થી તે ફાગણ વદી ૩૦ સુધીના દહાડા ઉપરથી ગણે છે, અને જે વરસમાં અધીક માસ આવે તે વરસમાં તેના દહાડા ૩૮૪ થઇને તે ઉપર કાંઈ એક ઘડી પણ આવે છે.

**નક્ષત્ર વરસ**—નક્ષત્ર વરસ એટલે અસ્વની નક્ષત્રથી તે રેવતી નક્ષત્ર પુરૂં થાય ત્યાં સુધી એક મહીનો ગણીને તેવા બાર માસ પૂરા થાય ત્યાં સુધીનું વરસ એને નક્ષત્ર વરસ કરીને કહેછે. તે નક્ષત્રના નામ નીચે પ્રમાણે.

| | | | |
|---|---|---|---|
| અશ્વની. | પુષય. | સ્વાતી. | શરવણ. |
| ભરણી. | અશલેષા. | વીશાખા. | ધનીષટા. |
| કરતીકા. | મઘા. | અનુરાધા. | સતતારકા. |
| રોહીણી. | પુરવા ફાલગુની. | જેશટા. | પુરવા ભાદ્રપદ. |
| મ્રગશર. | ઉતરા. ફાલગુની. | મુળ. | ઉતરા ભાદ્રપદ. |
| આરૂદરા. | હસ્ત. | પુરવાષાઢા. | રેવતી. |
| પુનરવસુ. | ચીતરા. | ઉતરાશાઢા. | |

**સનેની સાહાદત પુરી કરીને** વરસના બાર મહીના વિશે ખુલાસો કરતાં એવું માલમ

પડેછે કે, એ લોકોએ ચંદ્રની ચાલ ગણતરીમાં લઇને વરસના બાર મહીના ઠરાવી તેને જુદા જુદા નામો આપી પોતાની વપરાસમાં ચાલુ કીધાછે તેના નામો.

| | | | |
|---|---|---|---|
| ૧ કારતગ. | ૪ માહા. | ૭ વઇશાખ. | ૧૦ શ્રાવણ. |
| ૨ માગશર. | ૫ ફાગણ. | ૮ જેઠ. | ૧૧ ભાદરવો. |
| ૩ પોસ. | ૬ ચઇતર. | ૯ અષાડ. | ૧૨ આસો. |

એ મહીનામાં કોઈ મહીનો ૨૯ દહાડાનો અને કોઈ ૩૦ દહાડાનો આવે છે અને તેની ગણતરી તિથીના હિસાબ ઊપર હોયછે એટલે કોઇવેળા તિથી વધીને ૬૪ ઘડી ઉપરાંત થઈ જાયછે અને તેથી દહાડા વધેછે પણ કોઈ વેળા હીસાબ કરતાં તિથી ઘટીને ૬૦ ઘડીથી ૫૪ ઘડી સુધી ઓછી થઇ પડેછે અને તેથી એકમ ઉપરાંત બીજ અને બીજ ઉપરાંત ત્રીજ એ પ્રમાણે ચડ ઉતર તિથી હમેશાં ચાલી જાયછે. એમ તિથી ઘટતાં ઘટતાં આખી તિથી જ્યારે તેમાં ભોગવાઈ રહેછે ત્યારે તેને તિથીનો ક્ષય થયો એમ કહેછે. અને ક્ષય માસ વિશે એવું કહેવામાં આવેછે કે જે વરસમાં બે સંકરાંતી આવે તે માસને ક્ષય માસ કરીને કહેછે જેમ કે એક મહીનાની સુદી ૧ ને દીને સંકરાંતી થાય અને તેજ મહીનાની વદી ૧૪ અથવા અમાસ ને દને બીજી સંકરાંતી થાય ત્યારે જાણવું કે, એ માસ મધે બે સંકરાંતી આવી માટે એ માસ ક્ષયછે. સંવત ૧૮૯૮ ના વરસમાં પોસ સુદી ૧ મે મકરસંકરાંતીનો સુરજ થયો હતો અને ત્યાર પછી એજ મહીનાની અમાસને દહાડે કુંભ સંકરાંતિનો સુરજ થયો હતો એવો ક્ષય માસ તેની પછી આવતા માસ સાથે એકઠો લખાય છે. જેમકે સદરહુ વરસમાં પોસ તથા માહ માસ એકઠા લખવામાં આવ્યા હતા. ક્ષય માસ ઘણે વરસે આવેછે તે વીશે શાસ્ત્રીયો એમ જણાવેછે કે, જે વરસમાં ક્ષય માસ આવે તે વરસમાં બે અધીક માસ ખચીત આવવા જોઇએ. કારતગ, માગશર અથવા પોસ એ ત્રણ મધેથી એક ક્ષય માસ તરીકે આવેછે એ શીવાય બીજા માસ ક્ષય તરીકે આવતા નથી.

ઉપર કહી ગયા તે મહીના માંહેના દરેક મહીનાનું પેહેલું પખવાડીયું શુદી પડવાથી શુદી પુનેમ સુધી અને બીજું વદી એકમથી વદી અમાવાસ સુધી ચાલુ રાખી મહીનો પુરો કરેછે તે તમામ દીવસોને તિથીયો કહેછે તેઓના નામ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| પડવો અથવા—પરથમી—પરતીપદા કહેછે | | | નોમ | અથવા | નવમી કહે છે. |
| બીજ .. ,, | દ્વીતીયા............ | ,, | દશમ. | ,, | દસમી, ,, |
| ત્રીજ... ,, | તરતીયા............ | ,, | અગીયારસ | ,, | એકાદસી. ,, |
| ચોથ .. ,, | ચતુર્થિ ............ | ,, | બારસ. | ,, | દ્વાદશી. ,, |
| પાંચમ. ,, | પંચમી............ | ,, | તેરસ. | ,, | તીરોદસી. ,, |
| છઠ.... ,, | શષટી ............ | ,, | ચઉદશ. | ,, | ચતુરદશી. ,, |
| સાતમ. ,, | સપ્તમી............ | ,, | પુનમ. | ,, | પુરનીમાં. ,, |
| આઠમ.,, | અષ્ટમી. ........ | ,, | | | |

મજકુર તિથીયો શુદીમાં તેમજ વદીમાં પણ લખાય છે. તેમાં ફેર માત્ર એટલોજ કે, પેહેલી તિથીને એકમ તથા છેલીને અમાવાસ કહેવામાં આવેછે. અને તેઓમાં કોઈ તિથીમાં ક્ષય થાયછે તો કોઈ તિથી અધીક ગણીને પણ ૩૫૪ દીવસનું એક વરસ તેઓ પુરૂં કરેછે.

હવે સદરહુ તિથીયો સાથે જે વારો ગણતરીમાં લેવામાં આવે છે તેના નામો નીચે આપીએ છીએ.

૧ રવી જેને રવેઉ અથવા આદીતવાર પણ કહેછે. ૫ ગુરૂ જેને ગરેઉ અ૦ વૃસ્પતી કહેછે.
૨ સોમ ,, સોમે અથવા ચંદ્ર ,, ૬ શુકર ,, શુકરે ,, ભ્રગુ ,,

૩ ભોમ ,, ભોમે ,, મંગળ ,, ૭ શનીશ્ચર ,, શનેઉ ... ,,
૪ બુધ ,, બુધે ,, બધવાર ,,

એ શીવાય વખતની ગણતરી સાર રાત દહાડો મળીને ૬૦ ઘડી જે ૨૪ કલાકને બરાબર મળતી આવેછે તે દરેક ઘડીની ૬૦ પળ તથા દરેક પળની ૬૦ વિપળ ઠરાવી વપરાતી કરેલી છે. ઉપર જણાવેલી બાબતો જોકે બ્યવહારના કામમાં વપરાતી આવે છે પણ તારાઓની ચાલથી પંડિત લોકોએ ગણતરી કરી વરસ ( ૧ ) ની બાર રાશીયો ઠરાવેલી છે તે નીચે પ્રમાણે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ મેશ. | ૩ મીથુન. | ૫ સિંહ | ૭ તોલા. | ૯ ધન. | ૧૧ કુંભ. |
| ૨ વરખ. | ૪ કરેક. | ૬ કન્યા. | ૮ વરશક. | ૧૦ મકર. | ૧૨ મીન. |

એ સઘળાનો ચક્રાવો લેઈને ૩૬૫ દહાડા ઉપરાંત ૫ કલાક અને ૪૮ મિનીટે પૃથ્વી ફરી વળ્યા પછી મેષરાસીના પેહેલા ઘરમાં સુરજ સનમુખ જ્યારે આવી પહોંચે છે ત્યારે સર્વે જગતને જેમ આપનારૂં નવું વરેસ બદલાય છે માટે એ બારે રાસીઓને વરસની છ ૠતુઓ ઠરાવી વેહેંચી દીવેલી જણાય છે તે ૠતુઓના નામ.

૧ **વસંતૠતુ**—મીન અને મેષરાશીનો સુરજ થાય ત્યારે, ચઈતર તથા વઈશાખ અને માર્ચ તથા એપ્રિલ મહીનામાં એ ૠતુ ભોગવાયછે, એ ૠતુમાં ઝાડોના પાત્રા ખરી પડીને નવા ખીલે તથા ફુલોમાં સુગંધ આવે.

૨ **ગ્રીષ્મૠતુ**—વરખ અને મીથુન રાસીનો સુરજ થાય ત્યારે, જેષ્ટ તથા અશાડ અને મેએ તથા જુન મહીનામાં એ ૠતુ ભોગવાયછે તેમાં તાપ ઘણો પડે, મનુષને શરીરે પરસેવો અથવા પસીનો ઘણો થાય, ટાહાડો વાયુ સારો લાગે, ભુખ થોડી અને તરશ ઘણી લાગે તથા ટાહાડું પાણી સારૂં લાગે.

૩ **વર્ષાૠતુ**—કરક અને સીંહરાસીનો સુરજ થાય ત્યારે, શ્રાવણ તથા ભાદરવો અને જુલાઈ તથા અગષ્ટમહીનામાં એ ૠતુ ભોગવાયછે તેમાં વરસાદ ભારે વર્સે અને નવો અનાજ પકવવાને ખેડુ લોકો જમીન ખેડી અનાજ વાવે.

૪ **શરદૠતુ**—કન્યા અને તોલારાસીનો સુરજ થાય ત્યારે, આસો તથા કારતગ અને સપ્ટેમ્બર તથા અકટોમ્બર મહીનામાં એ ૠતુ ભોગવાયછે. તેમાં સરદી ઘણી રહે. મનુશને રોગનો ઉપદ્રબ્ય થાય અને ખાધું પચે નહીં.

૫ **હેમંતૠતુ**—વરશક અને ધનરાશીનો સુરજ થાય ત્યારે, માગશર તથા પોસ અને નવેમ્બર તથા ડીસેમ્બર મહીનામાં એ ૠતુ ભોગવાય છે તેમાં નવો અનાજ વાવે, થોડી થોડી ટાહાડ વાયે, ભુખ ઘણી લાગે ખાધું પાચન થાય અને લોક સુખાકારી સારી રહે.

૬ **શશીર અથવા પાનખરૠતુ**—મકર અને કુંભરાશીનો સુરેજ થાય ત્યારે માહ તથા ફાગણ અને જાનેવારી તથા ફેબ્રુઆરી મહીનામાં એ ૠતુ ભોગવાયછે તેમાં ટાહાડ ઘણી લાગે, હીમ પડે, ઘઉં, ચણા, અને કપાસ પાકે, અને ઉનના કપડાં પેહેરવાં સારાં લાગે.

ઉપલી ગોઠવણ દેવ અવતારી મહાપંડીતોએ બેસ્ની કીધીછે તેમાં કશો ફરક જણાતો નથી મગર આપણે જ્યાં વર્સાએ છીએ ત્યાં અને મુંબઈમાં છ ને ઠેકાણે આખા વરસની માત્ર ત્રણ ૠતુઓ તેમાં પેહેલી શીયાળાની, બીજી ઉનાળાની, અને ત્રીજી ચોમાસુ અથવા વરસાદની થઈ પડેલી જોવામાં આવેછે. તોપણ તેથી કરીને તે બેહુનું પ્રમાણ તપાસતાં કોઈમાં કશી ભુલ જેવું જણાતું નથી.

હવે ગ્રહોની સમજ લેતાં એમ જણાય છે કે એ લોકોના પંડીતોની ગણતરી પ્રમાણે બધા મળી નવગ્રહો ઠરાવેલા છે. પણ યુરોપખંડના ગ્રહસાસ્ત્રીઓએ વિદ્યાના બળથી આજ

સુધીમાં બીજા ત્રણગ્રહો વધારે શોધી કહાડ્યા છે એ મળીને કુલ બાર ગ્રહો દુનીયાની આસપાસ કુદરતે ફરતા કીધેલા જણાય છે. તે એકે,

૧ રવી. જેને સુરજ પણ કહેછે તેની આસપાસ પૃથ્વી સહીત સઘળા ગ્રહો ફરતા કીધેલા જણાય છે.

૨ ચંદ્ર. ૩ મંગળ. ૪ બુધ. ૫ વૃસપતી. ૬ શુકર. ૭ શનીશ્ચર. ૮ રાહુ. ૯ કેતુ. ૧૦ હરસચળ. ૧૧ ધઉરેનરા. ૧૨ નેપચુણ.



એ ઉપરાંત દરેક વારને લગતા એ લોકોએ ચોઘડીઆં ઠેરવેલાં છે તેની નોંધ નીચે પ્રમાણે.

## દીવસનાં ચોઘડીયાં.

| રવી. | સોમ. | ભોમ. | બુધ. | ગુરૂ. | શુકર. | શની. |
|---|---|---|---|---|---|---|
| ઉદવેગ | અમરત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ |
| ચળ | કાળ | ઉદવેગ | અમરત | રોગ | લાભ | શુભ |
| લાભ | સુભ | ચળ | કાળ | ઉદવેગ | અમરત | રોગ |
| અમરત | રોગ | લાભ | સુભ | ચળ | કાળ | ઉદવેગ |
| કાળ | ઉદવેગ | અમરત | રોગ | લાભ | શુભ | ચળ |
| શુભ | ચળ | કાળ | ઉદવેગ | અમરત | રોગ | લાભ |
| રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદવેગ | અમરત |
| ઉદવેગ | અમરત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ. |

**સમજુત**—એનું સમજવું એ છે કે જે દહાડે જે વાર હોય તેનું પેહેલું ચોઘડીયું બેસે અને તેથી છઠે વારે ચોઘડીયું હોય તે બીજું આવે.

## રાત્રીનાં ચોઘડિયાં.

| રવી | સોમ | ભોમ | બુધ | ગુરૂ | શુકર | શની |
|---|---|---|---|---|---|---|
| સુભ | ચળ | કાળ | ઉદવેગ | અમરત | રોગ | લાભ |
| અમરત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદવેગ |
| ચળ | કાળ | ઉદવેગ | અમરત | રોગ | લાભ | શુભ |
| રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદવેગ | અમરત |
| કાળ | ઉદવેગ | અમરત | રોગ | લાભ | શુભ | ચળ |
| લાભ | શુભ | ચળ | કાળ | ઉદવેગ | અમરત | રોગ |
| ઉદવેગ | અમરત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ |
| શુભ | ચળ | કાળ | ઉદવેગ | અમરત | રોગ | લાભ. |

**સમજુત**—એનું સમજવું એ છે કે જે દહાડે જે વાર હોય તેનું ચોઘડીયું સવારે બેસે અને તેથી પાંચમા વારનું ચોઘડીયું હોય તે રાતનું પહેલું ચોઘડીયું જાણવું.

એ દરેક ચોઘડીયું ૩ ઘડી અને ૩૫ પળનું એટલે બરાબર ૧॥ કલાકનું કહેવાય છે. હરેક શુભ કામ કરવું હોય તે નીચે જણાવેલા સારા ચોઘડીયામાં કરવું. શીવાયના માઠા ચોઘડીયામાં કરવું નહી.

**સારાં ચોઘડીયાં**—અમરત, શુભ, લાભ, ચળ.
**માઠાં ચોઘડીયાં**—ઉદવેગ, રોગ, કાળ.



# ચઈતરી વરસ વીશે ખુલાસો.

શરૂઆતમાં આપણે કહી ગયા કે રાજા શાલીવાહને પોતાના નામથી જુદો શક ચલાવ્યો જે બ્રાહ્મણ લોકો પોતાના જોતીસ સાસ્ત્રના ઉપયોગમાં અને દક્ષણી લોકો પોતાની વપરાશમાં લેઈ ચઈતર શુદી ૧ થી નવું વરસ બદલી પોતાની ગણતરીમાં લેતા આવે છે. હવે તે લોકોએ શાલીવાહનના શક ઉપરથી ગુરૂના માન પ્રમાણે જુદા જુદા નામથી સંવત્સરો ઠરાવેલા છે એ સંવત્સરો ૬૦ છે. એ સાઠે સંવત્સરોની સંવત્સરી કહેવાય છે. તેનાં નામ નીચે મુજબ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | પરભવ | ૧૬ | ચીત્રભાનું | ૩૧ | હેમલંબી | ૪૬ | પરીધાવી |
| ૨ | વીભવ | ૧૭ | શુભાનું | ૩૨ | વીલંબી | ૪૭ | પરમાદી |
| ૩ | શુકલ | ૧૮ | તારણ | ૩૩ | વીકારી | ૪૮ | આનંદનામ |
| ૪ | પરમોદ | ૧૯ | પારથીવ | ૩૪ | શારવારી | ૪૯ | રાક્ષશ |
| ૫ | પરજાપતી | ૨૦ | વિઇઅ | ૩૫ | પલવ | ૫૦ | નલ |
| ૬ | અંગીરા | ૨૧ | શરવજીત | ૩૬ | શુભાકરત | ૫૧ | પીંગલ |
| ૭ | શીરીમુખ | ૨૨ | શરવધારી | ૩૭ | શુભન | ૫૨ | કાલાઇયુક્ત |
| ૮ | ભાવ | ૨૩ | વીરોધી | ૩૮ | કરોધી | ૫૩ | શાધારથી |
| ૯ | ઇયુવા | ૨૪ | વીકરતી | ૩૯ | વીશવવશુ | ૫૪ | રૌદર |
| ૧૦ | ધાતા | ૨૫ | ખર | ૪૦ | પરાભવ | ૫૫ | દુરમતી |
| ૧૧ | ઈશ્વર | ૨૬ | નંદન | ૪૧ | પલવંગ | ૫૬ | દુદુંભી |
| ૧૨ | બહુધાણીવ | ૨૭ | વીઝઇય | ૪૨ | કીલક | ૫૭ | રૂધીરોદગારી |
| ૧૩ | પરમાંથી | ૨૮ | ઝઇઅ | ૪૩ | શઉમીય | ૫૮ | રખતાખશી |
| ૧૪ | વીક્રમ | ૨૯ | મનમંથ | ૪૪ | શાધારણ | ૫૯ | કરોધન |
| ૧૫ | વરશા | ૩૦ | દુરમુખ | ૪૫ | વીરોધકૃત | ૬૦ | ખસઇઅ |

સદરહુ નામોના સને પુરા થઈને જ્યારે ૬૧ મો સને ચાલુ થાય ત્યારે તેના પેહેલાં સંવત્સરનું જે નામ હોય તે નામથી શરૂ થાય છે અને ફરતા ફરતા તમામ નામો ચડઉતર આવ્યા કરે છે એમ ગણતાં હાલ તેઓનો સંવત્સર ૩૧ મો ચાલે છે.

આ શીવાય મહીના અને તિથીયો ઉપર પ્રમાણેજ છે તેમાં કાંઈપણ ફરક જણાતો નથી.

# મુખ્ય પરવ અને તહેવારો.

પૃથ્વીના સઘળા ભાગમાં હિંદુ લોકોના પ્રખ્યાત થયલા તહેવારો જે જે રૂતુને અનુસરતા ચાલ્યા આવે છે તથા હવે પછી પણ તેમજ આવશે તેની તારીખ વાર નોંધ બહુ જરૂરની છે એમ જાણી નીચે પ્રગટ કરૂછું.

**કારતગ શુદી** ૧—નવું વરસ વીક્રમાતજીનો સંવત બદલાય છે. અનકોટનો ઓછ્વ.

,, **શુદી** ૨—બેસતા વરસની પેહેલી ચાંદરાત એને ભાઇબીજ કહેછે અને એવી ચાંદરાત્રીયો દરમહીને થાયછે ભાઈબીજનો અર્થ એવો છે કે એ લોકો વરસમાં માત્ર એક દીવસ પોતાની બેહેનના ઘેર જમવા જાય છે ત્યારે તે વાહાલી બેહેન પોતાના હાથે સરસ રસોઇ પકાવી પોતાના પ્યારા ભાઈને જમાડે છે અને તેના બદલામાં ભાઇ પોતાની સંપતી પ્રમાણે પોતાની બેહેનને કાંઇક દક્ષણા બદલ આપતો આવે છે.

,, **શુદી ૧૧**—ગુજરાતમાં દેવદીવાળી પ્રબોધીની નામની અગીઆરસ અને પંઢરપુરમાં વીઠોબાની યાત્રાનો દીવસ.

,, શુદી ૧૨—તુલશીના વીવાનો દહાડો એ દીવશ પછી હિંદુ લોકોમાં લગ્ન કરવાના મુહુર્તો જોવરાવે છે.

,, શુદી ૧૫—કાઠિયાવાડમાં દેવદીવાળી ગણાયછે, અને મુંબઇમાં ભુલેશ્વરના, વાલકેશ્વરના, અને ચોપાટીના શીવના દેહેરાંઓની યાત્રા તથા શ્રાવક લોકોનો શ્રેત્રુંજાની યાત્રા કરવાનો દીવસ. શ્રાવક લોકોનો ચત્રમાસો પુરો થયો.

,, વદી ૫—મુંબઈ કોટમાં રણછોડજીનો રથ ફરવા નીકળે છે.

,, વદી ૧૧—ઉતપતી નામની અગિયારસ તથા એ દને સંકરાચાર્ય સ્વામીની વસોઇમાં નીરમળના દેરાની યાત્રા અને દક્ષીણમાં આનંદીની યાત્રા અને મુંબઇમાં ભુલેશ્વરની યાત્રા દીન પાંચસુધી થાયછે.

,, વદી ૩૦—દેવદીવાળીનો દીવસ મુંબઇ ગામમાં ગણાય છે તથા એજ ગામમાં બહાર કોટ નવી વાડી મધે મહાવીશ્વેસરની યાત્રાનો દીવસ.

માગશર શુદી ૧૫—મુંબઇમાં ચોપાટીના રસ્તા ઉપર ગામદેવીની અને મહાલક્ષ્મીના રસ્તા પર તારદેવી આગળ શંકરશેઠવાળા ભવાનીશંકરના દેહેરાની યાત્રા.

,, વદી ૩૦—મુંબઇમાં કાલબાદેવીની યાત્રા.

પોસ શુદી ——મકરશંકરાતીનો તેહેવાર ઘણું કરીને એજ મહીનામાં આવેછે પણ તિથીના ફેરફારને લીધે કોઇ વરસે શુદી અથવા વદીમાં પણ હોયછે અને સુર્યની ચાલ ઉપરથી ચોકસ ગણતરી કરતાં એમ જણાયછે કે, અંગ્રેજી જાનેવારી મહીનાની બારમી તારીખે એ તહેવાર આવેછે.

,, શુદી ૧૫—વરલીના માહાદેવની યાત્રા મહીમમાં પરભાદેવીની યાત્રા અને ખાનદેશમાં આવેલા માંઇજીની જાત્રા પણ થાયછે અને તે જગો ઉપર પંદર દીવસ આગમચથી મેળો ભરાવા માંડેછે તે છેક ફાગણમહીનાની અવવચસુધી રેહેછે જ્યાં એટલા અરસામાં લાખો રૂપીઆની અરસપરસ સોદાગીરી તથા સરાફીની ઉથલપાથલ થાયછે.

માહ શુદી ૫—વસંતપંચમી.

,, શુદી ૧૫—મુંબઈ ભાયખલે ઠકર કરમશી રણમલ લખાની વાડી માંહેના માણેકેશ્વરના દેહેરાંની તથા વીઠલવાડી આગળ ચંપાદેવીની યાત્રા.

,, વદી ૧૪—શીવરાતરી જે દને મધ્યરાત્રીએ વદી પહોંચતી હોય તે દીવસ.

,, વદી ૩૦—ધારાપુરી અને કનેરીની યાત્રા.

ફાગણ શુદી ૧૨—હોળીનો રંગ લેવાનો દહાડો.

,, શુદી ૧૫—હોળી પુજવાનો દહાડો જે દીવસ સુર્ય અસ્ત પામતા સુધીમાં શુદી ૧૫ પોહોંચતી હોય તે દીવસ એજ દીને શ્રાવક લોકોનું ચોમાસુ બેસે.

,, વદી ૧—ધુળપડવો ધુળ ઉરાડવાનો દહાડો એ દને હિંદુસ્તાનના સઘળા ભાગમાં ઘણે ઠેકાણે તેમાં મુખ્યત્વે કરીને મારવાડ અને ગુજરાતમાં જાહેરાંત નીર્લજ લોકો બીભસ્ત શબ્દો બોલી ધુળ ફેંકેછે તેમાં વળી મુંબઇમાં તો રાહાદારી લોકો ઉપર દુષ્ટ અને અપવીત્ર વસ્તુઓ નંખાતી હતી તેનો અટકાવ આનરેબલ શેઠ મંગળદાસ નથુભાઇની સુચનાથી પોલીશ ખાતાવાળાએ સંવત ૧૯૦૭ માં પહેલવહેલો બંદોબસ્ત કીધો હતો તો જોકે તેનો સદંતર નાશ થયલો નહતો પણ હવેતો તે માત્ર નહીં જેવોજ થઈ પડ્યો છે. તો પણ હવેના કેળવાયલા અને આબરૂદાર લોકો એ દુષ્ટ પરવનો

અટકાવકરી તેમાં મશગુલથનારા મુંઢ લોકોને તેથી દુર રહેવા ઉત્તેજન આપશે એમ આશા છે.

ચઇતર શુદી ૧—જોતીષ લોકોનું વરસ બદલાય એ દને શાલીવાહનનો શક ફરેછે દક્ષણી લોકોનો ગુડીપડવાનો દીવસ.

„ શુદી ૭—શ્રાવક લોકોનો આંબેલની ઓળીનો દીવસ પણ તિથીની ક્ષય વૃધીને લીધે કોઈ વખત એક દીવસ આગળ પાછળ આવેછે; અને મુંબઇ મધે મહાલક્ષમીના હોમની યાત્રા.

„ શુદી ૯—રામનવમી. એ દને રામનો જન્મ આ દેશમાં થયેલો કહેવાય છે તે તે દને બપોરેના બારે વાગતા અવલ શુદી નવમ પહોંચતી હોય ત્યારે.

„ શુદી ૧૫—હનુમાનના જન્મનો દીવસ હનુમાન પુજવાનો દહાડો અને એજ દને મુંબઈમાં મહાલક્ષમીની તથા ગુજરાતમાં સુરત તરફ ઉનાઇની યાત્રા. તથા શ્રાવક લોકોનો સેત્રુંજયની યાત્રા કરવાનો દીવશ.

„ વદી ૩૦—મુંબઇ પાય ધોણી આગળ મહાકાળીની, પરેલ મધે આવેલા વાધેશરીની અને ભીંવડી નજદીક વજરા બાઇની યાત્રા.

વઇશાખ શુદી ૩—અખાત્રીજ. જેને (અક્ષયત્રીજ) પણ કહેછે.

„ શુદી ૪—વીનાયક ચોથ અથવા ગણપતી ચોથ પણ કહે છે. એ દને કચ્છ કાઠીયાવાડ વીગેરેમાં કપાસની મોશમ ખલાસ કરી ગણપતીની પુજા કરીને લાડુ જમે છે. અને કેટલાક વેપારી લોકો તો તે રોજ વઇપુજા પણ કરેછે.

„ શુદી ૧૫—મુંબઈ મહાલક્ષમી મધે શેઠ ધાકજીના દેહેરાંની તથા વરલી મધે શંભુ મહાદેવની યાત્રા.

„ વદી ૩૦—મુંબઈ વરલીના માહાદેવની તથા પીરની મારકેટ આગળ નાગદેવીની યાત્રા.

જેષ્ટ શુદી ૧૦—ગંગાજીના જન્મનો દીવસ.

અશાડ શુદી ૩—મુંબઈ બહાર કોટમાંથી જગનનાથજીનો રથ ફરવા નીકળે છે.

„ શુદી ૧૧—દેવશયની યાને પોઢણી નામની અગીયારસ. એ દીને નાશ્કે ગામમાં તથા પંઢર પુરમાં વીઠુબાની યાત્રા.

„ શુદી ૧૫—અષાડી પુનેમ શ્રાવક લોકોનું ચોમાસું બેસે.

„ વદી ૩૦—દીવાસો.

શ્રાવણ શુદી ૧—પુજાપાત્રી કરવાનો મહીનો શરૂ થાય.

„ શુદી ૫—નાગપાંચમ. ... ... ...
„ શુદી ૬—રાંધણ છઠ. ... ... ...
„ શુદી ૭—શીળી અથવા શીતળા સાતેમ. ...
} એ પરવ સોરાષ્ટ દેશમાં વદીમાં એજ તારીખે કરવાનું એ લોકોના સાસ્ત્રનું ફરમાન છે.

„ શુદી ૮—દુરગા આઠમ.

„ શુદી ૧૫—નાળીએરી પુનેમ અથવા બળેવ, બ્રાહ્મણ લોકોને જનોઇ પેહેરવાનો તથા રક્ષદોરો બાંધવાનો દીવસ એજ દને મુંબઇમાં વેપારની મોશમ શરૂ કરેછે.

„ વદી ૮—ગોકળ અષ્ટમી યાને જન્માષ્ટમી પણ કહે છે એ દીને શ્રીકૃષ્ણ ભગવાનનો જન્મ મથુરાં શેહેરમાં થયો કહેવાય છે.

„ વદી ૯—નોળીયા નોમ.

„ વદી ૧૧—ગોવાળીયા અગીયારેસ તે દને કોટ મધે ભીમસરના મંદીરની તથા બજાર ગેટ પાસે શ્રી ઠાકોરજીની યાત્રા.

,, વદી ૧૨—શ્રાવક લોકોનું અઠઇ ધર, એ દીને પચુશણ બેસે.

,, વદી ૩૦—પીઠોરા દરશન અને વાલકેશ્વર મધે પરાગ્નોની યાત્રા.

ભાદરવા શુદી ૨—શ્રાવક લોકોનું ત્રેલાધર.

,, શુદી ૪—ગણેશચોથ શ્રાવક લોકોના પચુશણ સમચ્છરીનો દહાડો એ દને ગણપતી જણસ પામ્યા શારૂ તેની મુર્તિ બેસાડીને પુજા શરૂ કરે છે.

,, શુદી ૫—શ્રાવક લોકોના પચુશણ ઉતરે એજ દને નીયાર અથવા રૂષીપાંચમ.

,, શુદી ૭—ગવરી લાવવાનો દહાડો.

,, શુદી ૮—ગવરી પુજવાનો દહાડો અને દુરગા આઠમ.

,, શુદી ૯—ગવરી વીસર્જન કરવાનો યાને પાણીમાં હોમાવવાનો દહાડો.

,, શુદી ૧૨—ગણપતી વધાવવાનો દહાડો અને વામનદ્વાદસી પણ કહેછે. એ દને વામનજીનો જન્મ થયો કહેછે દીવસના બારવાગતાં બારસ પહોંચે તે દીવસ.

,, શુદી ૧૪—આનંદચૌદશ.

,, વદી ૧—શરાધદીન ૧૬ ના બેસે કોઈ વેળા શુદી ૧૫ થી પણ બેસે.

આસો શુદી ૧—નોરતા દીન નવના બેસે.

,, શુદી ૮—સરસ્વતી પુજવાનો તથા સઘળી દેવીયોને હવન કરવાનો દહાડો.

,, શુદી ૧૦—દસેરા અથવા સમી પુજવાનો દહાડો.

,, શુદી ૧૫—માણેકથારી પુનેમ અને મજગામમાં માનકેશ્વરની યાત્રા.

,, વદી ૯—વેપારી લોકોને નવા ચોપડા બંધાવવાનો દીવસ તિથીની વધઘટને લીધે કોઇવાર એક તીથી આગળ યાને પાછળ પણ પુષ્પનક્ષત્રમાં એ મુહુર્ત આવે છે.

,, વદી ૧૨—વાઘબારસ અથવા કાઠીયાવાડમાં પોડાબારસ પણ કહેવાયછે.

,, વદી ૧૩—ધનતેરસ યાને ધન પુજવાનો દીવસ.

,, વદી ૧૪—કાળીચઊદશ એ દને વેહેમી લોકો મંત્ર જાપ કરે છે.

,, વદી ૩૦—વહ્ઇ અથવા દફતર પુજવાનો યાને લક્ષ્મી પુજવાનો દીવસ તથા દીવાળી.

બારમહીનામાં આટલાતો મોટા તીર્થો યાને તેહેવારો છે તે ઉપરાંત જે મહીનામાં સોમવારે અમાવાસ આવે તેને સોમવતી અમાસ કહીને તથા ઉપર કહેલી મહામહીનામાં આવતી મોટી શીવરાત્રી શીવાય દરેક મહીનાની વદી ૧૩ ના રોજ નાની શીવરાત્રીઓ ગણી વીસ્નુ ધર્મ વીગેરેના લોકોએરોજ અપવાસ કરેછે.

સરકારી ખાતામાં નોકરી કરનારા હિંદુ ભાઇઓને મળતી રજાના સરકારે ઠરાવેલા દહાડા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | નવું વરસ. | ૧ | રામનવમી. | ૧ | દસેરા. |
| ૧ | મકરશંકરાંતી. | ૧ | બળેવ. | ૨ | દીવાળી. |
| ૧ | શીવરાત્રી. | ૧ | જન્માષ્ટમી. | | |
| ૨ | હોલી. | ૧ | ગણેશચોથ. | | |



## ૨—ખ્રિસ્તી લોકો વીષે ખુલાસો.

એ લોકોનું વરસ સુરજની ચાલ ઉપર છે. તેઓ ૩૬૫ દહાડાનું વરસ ગણેછે. પણ સુરજની ચાલતો તેમના જોશીયોના વરતારા પ્રમાણે દરવરસ ૩૬૫ દહાડા ૫ કલાક ૪૮ મિનીટ અને ૪૯ શેકંદનું છે તેથી તેઓ ચારવરસે એક દહાડો વધારે છે. જેનું નામ તેઓએ "લીપીયર" કરીને આપેલું છે (લીપ) એટલે કુદવું અને "ઇયર" એટલે વરસ એટલે એક દહાડો

નું વરસ કહેવાયછે. અને તે વધારેલા દહાડાનું નામ "ઇન્ટરકેલેરીડે" છેએટલે કમીશાનો ડો એવું આપેલું છે તે એક દહાડો જે ફેબરવારી મહીનો ૨૮ દહાડાનો છે, તેમાં વધારે જેથી તે વેળા તે મહીનો ૨૯ દહાડાનો થાયછે. એમ દહાડો વધારીને તેઓ પોતાનું વરસ જની ચાલની બરાબર લાવી મુકે છે. એ રીતે ૯૯મા વરસ સુધી દરેચાર વરસે ફેબર- મહીનાને ૨૯ દહાડાનો કરેછે ત્યારે માત્ર ૧ દહાડાની કસર મળેછે હવે સુરજની ચાલ વરસ દહાડે ૩૬૫ા દહાડાની પુરી નથી, પણ ૩૬૫ દહાડા ૫ કલાક ૪૮ મિનીટ અને શેકંદની છે. તેથી એ લોકો ૧૦૦ વરસે પાછો એક દહાડો ઘટાડીને સુરજની ચાલની બરા- ચોકસ લાવી મુકેછે. તે છતાં પણ હિસાબ પ્રમાણે નકી મેળ આવી રહેતો નથી. તોપણ લોકોના વિદ્વાનોએ એવી ગણતરી કરેલી છે કે, જે વરસમાં ઇસ્વીસન ૨૦૦૦ મો બેસસે, તે સમાં સુરજની કસર બરોબર આવી રહેશે અને માત્ર થોડી એક શેકંદનો ફેર રહેશે.

એ લોકોનો સને તેમનો પેગમ્બર હજરત ઇસા, કે જેને ઇસુ ખરીષ્ટ અથવા જીજસ ઇસ્ટ કરી કહેછે. તેના જન્મથી ચાલેછે, એવું એ લોકોએ નકી કીધુંછે. પણ વળી એ વાત શ્ચય થઈ નથી એવું એજ લોકોમાંના કેટલાક વિદ્વાનો લખી ગયાછે.

એ લોકોએ સનેના બાર માસ ઠેરવી તેઓના જુદા જુદા નામ આપ્યા છે તે નીચે મુજબ થા તે દરેક મહીનો કેટલા દહાડાનો મુકરર ઠરાવ્યો છે તેની વિગત નીચે પ્રમાણે.

| | | | |
|---|---|---|---|
| જાનેવારી દીન ૩૧ | ૪ એપ્રિલ દીન ૩૦ | ૭ જુલાઇ દીન ૩૧ | ૧૦ અકટોમ્બર દીન ૩૧ |
| ફેબરવારી દીન ૨૮ | ૫ મેએ દીન ૩૧ | ૮ ઓગષ્ટ દીન ૩૧ | ૧૧ નવેમ્બર દીન ૩૦ |
| માર્ચ દીન ૩૧ | ૬ જુન દીન ૩૦ | ૯ સપટેમ્બર દીન ૩૦ | ૧૨ ડીસેંબર દીન ૩૧ |

એ મુજબ વરસ એકના દહાડા ૩૬૫ પુરા થવા અને બાકીના કલાકોની જે કસર વધી તેને વરસની ગણતીમાં મેલવા સારૂ દર ચોથે વરશે ફેબરવારી મહીનો જે ૨૮ દહાડાનોછે તેમાં (૧) દહાડો વધારીને દીન ૨૯ નો એટલે એ વરસ ૩૬૬ દીવસનું ગણાય છે. તોપણ સુ- ર્યની ચાલની ગણતરી પ્રમાણે થોડીશેક મિનીટનો ફેર આવેછે; તેટલા માટે દર સનેની શદી પુરી થયા બાદ પેહેલા ચાર વરસ સુધી ફેબરવારી મહીનામાં દિવસ ૨૮ તથા દર ચારસોમેં વરસે એક દિવસ જાસ્તી લેઇને તેટલી કસર જ્યારે નજરે આવે છે ત્યારે વરસની સરખાઈ સાથે તેઓની ગોઠવેલી ગણતરી મળતી આવેછે.

હવે ગુજરાતીમાં સાત વારો જેમ રવીવારથી શરૂ થઇને ગણાય છે તેમ તેઓમાં પણ ઇંગ્રેજી ભાષામાં નીચે મુજબ નામ આપી ગણતરીમાં લીધેલા જણાયછે.

સન્ડે. મન્ડે. ચીયુસ્ડે. વેડનેશડે. થરશડે. ફ્રાઇડે. સેટરડે.

ઉપરાંત એ લોકોએ આખો દહાડો તથા રાત મળીને બરાબર ૨૪ કલાક ગણતરીમાં લઈ દર કલાકની ૬૦ મિનીટ તથા દર મિનીટની ૬૦ શેકંદ અને દરેક શેકંદના ૬૦ થર્ડ એ રીતે મુકરર ઠરાવી વખતની ગણતરીમાં લેતા આવેછે.



## મુખ્યં પરવ અને તહેવારો.

**જાનેવારી** તા. ૧—નવું વરસ એ દને ઇસ્વી સને બદલાય છે એને ઇંગ્રેજીમાં "ન્યુઅ- રડે" કરીને કહેછે.

**માર્ચ.** તા. ૩—શાનશાહ ટાઇબેરીયસના રાજ્યનું ૧૮ મું વરસ ચાલતું હતું તે વખતે હજરત ઇસાપેગમબરને તેના તેત્રીસમાં સનેમાં યાહુદી લોકોએ ઘણીજ કમકમાટ ભરેલી રીતે હાથ તથા પગમાં ખીલા ઠોકીને મારી નાંખ્યો હતો એ દિવશને ઇંગ્રેજીમાં "ગુડ ફ્રાઇડે" કરીને કહેછે.

તા.——"ગુડફ્રાઇડે" એ તહેવાર ઘણુંકરીને કોઈ વરશે મારચ અથવા પ્રિલ મહીનાંમાં પણ આવેછે તેનું પરમાણ એક સરખું નથી તેની ગણતરી ઇસ્તરના તેહેવાર ઉપરથી એ લોકો ગણેછે એ તેહે નો સબબ એહેવો છે કે એ લોકોના પેગમબર હજરત ઈસાનું પા શબ (મુડદું) તેને મારી નાંખ્યા પછીના પહેલા શુકરવારે હાથ લાગી તેની યાદગીરીમાં એ તેહેવાર એ લોકો પાળેછે.

**માર્ચ તા. ૨૫-૨૬**—"ઇસ્તર હાલીડે" યાને પુરવ પરવ.

**મેય તા. ૨૧**—"એસેન સન્ડે" એદને એ લોકોનો પેગમ્બર હજરત ઇસા આસમ ઉપર જઈ આવ્યો હતો તેની યાદગીરીનું એ પરવ એ લોકો પાળેછે.

,, **તા. ૨૪**—આપણા માનવંતા શેનસાહબાનું મહારાણી વીકટોરીયા દયાળુ માયનો જ એજ તારીખે ઈ. સને ૧૮૧૯ ના વરસમાં થયો તેનુ સુભ પરવ.

**જુન તા. ૧-૨**—"પેન્ટીકોષ્ટ હાલીડે" ઇસ્તરનો તહેવાર વીત્યાબાદ પચ્યાસ દહાડે યાદી લોકોનો એ તહેવાર આવેછે તેથી એને "યુરીતસન્ટાઇડે" ના તહેવારમાંથી ફેરવવામાં આવ્યો છે.

**સપટેમ્બર તા. ૮**—પોરતુગીઝ લોકોનો માહીમનો ફેસ્તો.

,, **તા. ૯**—પોરતુગીઝ લોકોનો વાંદરાનો ફેસ્તો.

**ડીસેમ્બર તા. ૨૫**—"ક્રસ્ટમસહાલીડે" એને નાતાળ કહેછે એ તહેવાર તેઓના પેગમ્બર હજરત ઇસાનો જન્મ આગલી તારીખની રાત્રીના કલાક બારેને અમલે થયો તેની ખુશાલીમાં એકપરવ ઠરાવી લગભગ તા. ૩૧ ડીસેમ્બર સુધી તેઓ ચાલુ રાખેછે.



સરકારી અદાલતોમાં નોકરી કરનારા ઈંગ્રેજ લોકોને તેહેવાર ઉપર મળતી રજાના દહાડા નીચે મુજબ ઠરાવ્યા છે.

| | | | |
|---|---|---|---|
| ઇસ્ટર હાલીડે- ... | ...૨ | ...નવું વરસ ... | ...૧. |
| એસેનસન્ડે- ... | ...૧ | ...ગુડફ્રાઇડે ... | ...૧ |
| પેન્ટીકોષ્ટહાલીડે- ... | ...૨ | ...માહારાણીની સાલગ્રેહ | ...૧ |
| ક્રીસ્ટમસહાલીડે-... | ...૬ | ...ક્રીસ્ટમસડે ... | ...૧ |



## ૩—પારશી લોકો વીષે ખુલાસો.

પારશી અથવા જરથોસતી લોકોનું નવું વરસ ફરવરદીન મહીનો અને હોરમજદ રોજથી શરૂ થઈ અસ્પંદાદ મહીનાની આખેરીએ વહેશતોયસત ગાયાએ પુરૂં થાયછે. એ લોકોનો છેલો પાદશાહ યજદેજરદ શેહેરીયાર જેદનેતખ્ત ઉપર બેઠો હતો, તે દનેથી તેમનો યજદે જરદી સને ચાલુ થયોછે. જેને આજે લગભગ ૧૨૫૫ મું વરસ ચાલેછે.

એવું કહેછે કે પારશીઓની પાદશાહીના વખતમાં એ લોકો ૧૨૦ વરસે એક માસ અધીક કરતા હતા; પણ તેમનો છેલો પાદશાહ યજદેજરદ, અરબ લોકોના હાથપર માર્યો ગયા બાદ, લાઈલાજ થઇ પોતાનો ધરમ જાળવવાને વાસ્તે પોતાનું વતન છોડીને જેમ બન્યું તેમ બીજી ગમ નીકળી જવા લાગ્યા તેમાં તેટલાએક તો પહાડોની કઠણમાં મુકામ કરી પડયા, કેટલાકો વીખરાઈ ગયા અને કેટલાકો સરગરદાન થતા હિંદુસ્તાનમાં આવી વસ્યા. તેથી જેહી ગ્રામ ઉપર તેઓ કબીસો કરતા હતા તે મુકી દેવામાં આવ્યો, અને ૩૬૫ દહાડાનું વરસ

ડયું, અને તે મુજબ હજી સુધી પણ ઈરાન અને હિંદુસ્તાનના પારશી લોકો ૩૬૫ રસ ગણેછે. પણ એ પ્રમાણે કબીસો કરવો એ ખુદ જરથોસ્તી ધરમના ફરમાનની નહીં! તે વીશે પારશી ટોળાના બે ભાગ તેમાં એકકદમી, અને બીજા શેનસાહી. એઓ મત ફેરછે પેહેલાઓ તે માનેછે અને બીજાઓ તેનો ઇનકાર કરેછે.

શીઓના પેગમબર સત જરથોસ્તનો જન્મ પારશીઓના નવા વરસને દીનથી છઠા થવા ફરવરદીન મહીનો અને ખોરદાદ રોજને દહાડે થયો હતો, અને તેનું મરણ મો ખોરશેદ માહા ૧૦ મો દેહે, એ દીવસે નીપજ્યું હતું. પારશીઓમાં તેમનો અશો જરથોસ્તના વખતથી પણ એક સને ચાલેછે. જેને "જરથોસતી" સને કરીને કહે તે સને ઘણો પુરાણો તથા દુનિયાનો પેહેલો ગણાય છે. પણ તે હજુ મુકરર નથી, ઓછામાં ઓછી મુદત ગણનારાઓ તેને ૨૨૭૫ નો ગણે છે. અને વધુમાં વધુ ગણનારા ૮૩૩૪ સુધી લઇ જાય છે. આગળ એશનેની હદ ૨૫૦૦ થી ઉપર ગઇ ી, પણ યુરોપીયન વિદ્વાનોએ પોતાની નવી શોધના આધારે તેને ૩૦૦૦ વરસોથી જ ગણેલો છે.

બીજી કોમવાળાની પેઠે એ લોકોએ વરસ એકના બાર મહીના ઠરાવી તેના જુદા જુદા ો આપી પોતાની વપરાશમાં ચાલુ કીધાછે. અને તે પણ તેઓએ તમામ મહીના ૩૦ દહા- ા ઠરાવેલા છે, પણ તેમાંના બારમા યાને છેલા અસ્પંદાદમદ મહીનાની આખર તારીખ ી પાંચ દહાડા ગાથાના વધારોને ૩૬૫ દીવસનું એક વરસ તેઓ પુરૂ કરેછે. પણ અહીંઆં ાાવવું જોઇએ કે એ પાંચ દહાડાને અસ્પંદાદમદ મહીનામાં ગણવા, કે તેથી જુદા; એ વીશે જરથોસતીઓમાં જુદા જુદા મત છે કેટલાક તેને એ મહીનાની અંદર ગણીને તે મહીનો ૩૫ દહાડાનો માનેછે, પણ ઘણાકો તેમ નહીં ગણતા તેને તેનાથી ઇલાયદો ગણેછે. તથા એ મહીનાને બીજા મહીનાની માફક ૩૦ દહાડાનોજ માનેછે. તે બારે મહીનાના નામો નીચે પ્રમાણે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ફરવરદીન. | ૪ | તીર. | ૭ | મેહેર. | ૧૦ | દેહે. |
| ૨ | અરદીબેસ્ત. | ૫ | અમેરેદાદ. | ૮ | આવાં. | ૧૧ | બહમન. |
| ૩ | ખોરદાદ. | ૬ | શહેરેવર. | ૯ | આદર. | ૧૨ | અસ્પંદાદમદ. |

## પાંચ ગાથાઓનાં નામ.

૧ અહોનું અદ. ૨ ઓસ્તુંઅદ. ૩ સપંતોમદ. ૪ વોહુખશથર. ૫ વેહેશતો યસ્ત.

## ત્રીસ રોજનાં નામો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | હોરમજદ | ૧૧ | ખોરશેદ | ૨૧ | રામ |
| ૨ | બહમન | ૧૨ | મોહોર | ૨૨ | ગુઆદ |
| ૩ | અરદીબેહેસ્ત | ૧૩ | તીર | ૨૩ | દેપદીન |
| ૪ | શેહેરેવર | ૧૪ | ગોશ | ૨૪ | દીન |
| ૫ | અસ્પંદાદમદ | ૧૫ | દપમેહેર | ૨૫ | અરશશંગ |
| ૬ | ખોરદાદ | ૧૬ | મેહેર | ૨૬ | આસ્તાદ |
| ૭ | અમેરેદાદ | ૧૭ | શરોશ | ૨૭ | આશમાન |
| ૮ | દેપાદર | ૧૮ | રશને | ૨૮ | જમીઆદ |

૯ આદર ૧૯ ફરવરદીન ૨૯ માહારાશપંદ
૧૦ આવાં. ૨૦ બેહેરામ. ૩૦. અનેરાં.

બીજાની પેઠે એ લોકોએ અઠવાડીયાના વારો ઠરાવેલા નથી પણ રોજોની ગણ તેઓએ એઓના ૩૦ રોજ ના ચાર અઠવાડીયાં ઠરાવ્યા છે તેમાં પેહેલા બીજા ૬ સાત દીવસના અને બાકીના દરેક આઠ આઠ દીવસના ઠરાવેલા છે તે એકે,

૧ હોરમજદ રોજથી શરૂ થઈ અમરદાદ રોજે પુરૂં થાય છે.

૨ દેપાદર રોજથી શરૂ થઈ ૧૪ મા ગોશરોજે પુરૂં થાયછે.

૩ દપમેહેર રોજથી શરૂ થઇ ૨૨ મા ગુઆદરોજે પુરૂં થાયછે.

૪ દેપદીન રોજથી શરૂ થઈ ૩૦ મા યાનેછેલા અનેરાંન રોજે પુરૂં થાયછે.

એ શીવાય રાત અને દહાડો મળી (૨૪) કલાક નો વખત તેઓ ઇંગ્રેજ લોકોના હી પ્રમાણેજ ગણે છે પણ તેઓના ધર્મના ફરમાન મુજબ તેઓએ બીંદગી કરવા સારૂ એ દહાડામાં ૬ ઘેહો જુદા જુદા નામથી ઠરાવી છે તેના નામ તથા વખત નીચે મુજબ છે

૧ ઘેહ હાવન—સુર્યોદય પછી બપોરેના બાર વાગતા સુધી.

૨ ઘેહ રપીથવન—બપોરના બારથી સાંજના ત્રણ વાગતાં સુધી.

૩ ઘેહ ઉજીરન—ત્રણ વાગ્યાથી સુર્ય અસ્ત પામતાં સુધી.

૪ ઘેહ એવેશરૂથરેમ—સંધાકાળથી રાતના કલાક બાર વાગતા સુધી.

૫ ઘેહ હોસ્ત—બારવાગ્યાથી પો ફાટવાની પહેલાં સુધી

૬ ઘેહ હોસબામ—પો ફાટવાની અગાઉ જરા વાર પછી.

એ છ એ ગેહોને રતુના પ્રમાણ સાથે ઠરાવી પોતાની વપરાશમાં તેઓએ ચાલુ કીધેલા જણાય છે. એ ઉપરાંત તેઓએ આખા મહીનાના ત્રીસે રોજના નામો ઉપરથી (૭) સાત હુંમકાર ઠરાવ્યા છે તેની વીગત નીચે મુજબ આપુંછું.

| રોજ | હમકાર | રોજ | હમકાર. |
|---|---|---|---|
| હોરમજદ ... દેપાદર ...... દપમેહેર .. દેપદીન...... | ૧ લો હમકાર. | અસ્પંદાદમદ આવાં...... દીન ...... અરશશંગ... માહારાસ્પંદ | ૫ મો હમકાર. |
| બહુમન ..... મોહોર ...... ગોશ ........ રામ ........ | ૨ જો હમકાર. | ખોરદાદ...... તીર ......... ફરવરદીન ... ગુઆદ ...... | ૬ ઠો હમકાર. |
| અરદીબેસ્ત આદર ...... શરોશ ...... બેહેરામ...... | ૩ જો હમકાર. | અમેરેદાદ ... રશને........ આસ્તાદ ... જમીઆદ ... | ૭ મોહમકાર. |
| શહેરેવર ....... ખોરશેદ...... મેહેર......... આશમાન ... અનેરાં ...... | ૪ થો હમકાર. | | |

એ ત્રીસે રોજની ઉપરાંત બીજા ત્રણ ફરેસ્તાઓ મધે હોમ, દરમ, અને બરજો એ ત્રણય જદના નામો વધારે આવે છે તે મલી કુલ તેત્રીસ ફરેસ્તાઓને જુદા જુદા નામો આપી તેઓ પોતાની ઓળખમાં રાખે છે જેની વીગત નીચે આપુંછું.

| રોજ. | |
|---|---|
| હોરમજદ... ... ... ...<br>દેપાદર ... ... ... ...<br>દપમેહેર ... ... .. ...<br>દેપદીન ... ... ... ... | એને ખોદા તાલાના નામથી પીછાણેછે. |
| રામ, અરસશંગ * ... ...<br>આશમાન, માહારાશપંદ ... ...<br>અનેરાં. ... ... ... ... | મીનો ( બેહેસ્ત )'ની પાસબાની કરનારા સમજે છે. |
| બહમન, અરદીબેસ્ત ... .<br>શેહેરેવર, અસ્પંદાંદમદ, ખોરદાદ, ...<br>અમેરેદાદ. ... ... ... | અમેસાસપંદોની પદ્વીના ગણે છે. |
| આદર, આવાં, ખોરશેદ, મોહોર,...<br>તીર, ગોશ, મેહેર, શરોશ. ...<br>રશને, ફરવરદીન, બેહેરામ, ગુઆદ,<br>દીન, આસ્તાદ, જમીઆદ, હોમ, દરમ,<br>બરજો. ... .. ... ... | એ તમામને યજદ કહે છે. |

એ લોકોના ધર્મ સાસ્ત્ર પ્રમાણે ખુદરતના ખાવીંદે વરષ એકની ૬ છ રૂતુમાં આખી દુનિયાને પેદા કરી હસ્તી બક્ષી તેની યાદગીરી શારૂ છ ગહમ બારો ઠરાવી એ લોકોએ એ દીવસોમાં પરવર દેગારની પ્રાર્થના કરવાનું કામ ચાલુ ઠરાવેલ છે. તે ગહમ બારોના નામ તથા તેની શાથે કયા ગહંમબારમાં કેની હસ્તી ખુદા તાલા એ બક્ષી તેની યાદ નીચે આપુંછું.

| | |
|---|---|
| પેહેલોગહંમબાર-મેદીયોજરેમ ... | ફરવરદીન મહીનાના રોજ ૧૧ થી ૧૫ સુધીમાં આસમાનની પેદાશ કીધી. |
| બીજો ,, મેદીયોસહેમ ... | તીર મહીનાના રોજ ૧૧ થી ૧૫ સુધીમાં પાણીની પેદાશ કીધી. |
| ત્રીજો ,, પેતસહેમ ... .. | શહરેવર મહીનાના રોજ ૨૬ થી ૩૦ સુધીમાં જમીનની પેદાશ કીધી. |
| ચોથો ,, અયાથરેમ ... ... | મેહેર મહીનાના રોજ ૨૬ થી ૩૦ સુધીમાં તમામ જાતના ઝાડપાનોની પેદાશ કીધી. |
| પાંચમો ,, મેદીયારેમ ... ... | દેહે મહીનાના રોજ ૧૬ થી ૨૦ સુધીમાં તમામ જાતના જાનવરોની પેદાશ કીધી. |
| છઠો ,, હમશાપથમેદેમ... ... | છેલા અસ્પંદાદ મહીના પછીની પેલી ગાથા અહોનુંઅદથી છેલી વેહેસ્તોયસ્ત સુધીમાં અક્કલ સાથે ઇનસાનોની પેદાશ કીધી. |

# મુખ્ય પરવ અને તેહેવારો.

નીચે જણાવેલા પરવો તથા તેહેવારો શેનશાહી પારશીઓ જે રોજ અને જે મહીનામાં પાળેછે તે રોજ અને તેજ મહીનામાં કદમી પારશીયો પણ પાળેછે. તેમાં ફેર એટલો કે ઉપલા ટોળાવાળા કરતાં કદમી ટોળાના પારશીયો એક મહીના અગાઉથી પાળે છે.

માસ ફરવરદીન રોજ ૧—નવું વરસ એ દીને યજદે જરદીસને બદલાય છે.

,, રોજ ૩—રપીથવન ઇજવાનો દહાડો એદને ગ્રીષમરૂતુ બેસે ઝાડોને પાત્રા નવા આવે.

,, રોજ ૬—શેનશાહીયોનો ખોરદાદ શાલ એ દને એ લોકોના પેગમબર જરથોસ્તનો જન્મ થયો કહેછે.

